હાસ રસથી ભરપૂર.

રસિક

# સુરેખાહરણ નાટક.

## ત્રીઅંકી.

શ્રી કૃષ્ણ ભગવાનનું છળ કપટ, તથા અદ્ભુત
રસ તથા હાસ રસથી ભરપૂર બોધદાયક.

---

રચનાર,
કવિ હર્ષદરાય સુંદરલાલ મુનશી.

છાપી પ્રસિદ્ધ કરનાર,
બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.
અમદાવાદ—રીચીરોડ.

અમદાવાદ
પ્રજાબંધુ પ્રીન્ટીંગ વર્કસ.

સંવત ૧૯૬૧ સને ૧૯૦૫.

કીંમત ૮ આના.

# સુરેખા હરણનું
# ત્રીઅંકી નાટક.

રંગ ભુવનમાં સુત્રધાર પ્રવેશ કરે છે.

સુત્રધાર—

## ઈશ્વર સ્તુતિ.

### શાર્દુલ વિક્રિડિત.

છો સંપૂર્ણ સહુ વિષે વિભુ તમે સર્વજ્ઞ જ્ઞાતા તમે,
આપો સન્મતિ શ્રેષ્ઠ નાટક ભજુ સદ્કાર્ય દાતા તમે;
હું છું અજ્ઞ રસાળ વાણી અર્પો હે વિશ્વ ત્રાતા તમે,
રાખુ છું વિશ્વાસ પૂર્ણ તું જનો નક્કી વિધાતા તમે.

---

આ પ્રમાણે સ્તુતિ કરતો કરતો રંગભુવનમાં સુત્રધાર આમ તેમ આંટા મારે છે, જાણે તે કોઈની રાહ જોતો હોય તેવી રીતે એક બાજુએ દ્રષ્ટી કરે છે. થોડીકવાર સ્તબ્ધ થઈને ઉભો રહે છે, પછી બોલે છે કે અહાહા! હજુ સુધી વિદુષક કેમ આવ્યો નહિ; એમ વિચાર કરે છે એટલામાં વિદુષક પ્રવેશ કરે છે.

વિદુષક—(સુત્રધાર પ્રત્યે) કેમ ભાઈ! શું બડબડતા હતા! મને ખબર છે કે તમે તમારા બડબડાટમાં મને યાદ કર્યો હતો, કેમ ખરૂ કે નહી!

સુત્રધાર—મિત્ર! તું ચતુર છે, તારામાં જે શક્તી રહેલી છે તે શક્તી સર્વને આનંદ આપનારી, અને અલ્હાદ પ્રાપ્ત કરનારી છે, જેમાં તારી જરૂર પડી છે.

વિદુષક—બુદ્ધિવાન, વિવેકી, અને કદર કરનાર ગુણી સજ્જન મિત્રોને જ્યારે મારી જરૂર પડે છે ત્યારે તેમના કહેવા પ્રમાણે આજ્ઞા ઉઠાવવાને હું કદી પણ વિલંબ કરતો નથી, મેહેરબાન! મારા જેવું જે કામ હોય તે ફરમાવો.

સુત્રધાર—શાબાશ પ્રિય મિત્ર! હું તને કહુ છું તે સાંભળ; શ્રી કૃષ્ણ ભગવાનના મ્હોટા ભાઈ બળદેવજીએ અર્જુનના પુત્ર

અભિમુન્ય સાથે પોતાની પુત્રી સુરેખાનો વિવાહ મુકરર કરી મુકયો હતો, અનાયાસે જ્યારે તે અર્જુન ધર્મ ઇત્યાદીક પાંચ પાંડવોને વનવાસ ભોગવવાનો વખત આવ્યો તે વખતે હસ્તીનાપુરમાં કુંતી સુભદ્રા અને અભિમુન્યને વિદુરજીને સોંપીને તે પાંચ પાંડવ રાજ્ય ત્યાગ કરીને વનવાસ નીકળી પડયા,—બળદેવજીએ પાંડવોની દુર્દશા જોઇને અભિમુન્ય સાથે સુરેખાનો વીવાહ પ્રથમ જે મુકરર કર્યો હતો તે ફેરવી નાંખીને કૌરવમાંનો મુખ્ય નાયક દુર્યોધનના પુત્ર લક્ષ્મણ સાથે વીવાહ મુકરર કર્યો જેમાં એમ થવાને શ્રી કૃષ્ણ ભગવાનની મરજી નહોતી, છેવટે તે સુરેખાનું ગટોતકચ્ચે યુક્તીથી હરણ કર્યું છે;—હે પ્રિય મિત્ર આ વિષયનું નાટક ભજવવાને આરંભ કર્યું છે માટે તે કામમાં તું મદદ કર, એટલુંજ માગુ છું.

વિદુષક—વાહ વાહ, વાહ વાહ, એ કામમાં મને પણ મઝા આવશે, શ્રી કૃષ્ણ માહારાજનું છળ કપટ પણ હું બરાબર ખોળી કાઢીશ.

સુત્રધાર—હા, એમાં હાસ રસ પણ છે.

વિદુષક—અરે મેહેરબાન, એ વિષયમાં અદ્‌ભુત રસની પણ કયાં ખામી છે?

સુત્રધાર—તું પોતેજ હાસ રસનું ઝાડ છે. પછી બીજુ કહેવાનું શું રહ્યું!

વિદુષક—એટલે શું તમે મને કૌવચના ઝાડ જેવો ગણ્યો!

સુત્રધાર—અરરરર, એમ તે હોયકે! કૌવચ કાંઇ હાસ કરાવે નહી;

વિદુષક—એમકે! તમને તો ખબર કયાં છે; કૌવચનાં રૂવાટાં કોઇની પથારીમાં કીંચિત વેર્યા હોય તો જોઇ લ્યો મજાહ, એ પથારીમાં સુઇ રહેનાર માણુસ આખી રાત વલુરી વલુરીને બેજાર થશે.

સુત્રધાર—હાં. હાં. સમઝયો, તે કૌવચની વલુર મીઠી આવે છે, અને તેના ઉપર વલુરવાથી પછીથી વેદના થાય છે પણ મિત્ર! તારામાં તેવા ગુણ નથી. હવે તું બીજી લાંબી વાત પડતી મુકીને મારા કામમાં સાવધ થા.

વિદુષક—બહુ સારૂ. હું પણ તૈયાર થઇને આવું છું.

( એમ કહીને વિદુષક જાય છે )

( સુત્રધાર પણ પાત્રો તૈયાર કરવાને માટે ચાલ્યો જાય છે )

# અંક ૧ લો

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—દ્વારિકામાં બળદેવનો આવાસ.

પાત્ર—બળદેવજી, શ્રી કૃષ્ણ ભગવાન, બળદેવની સ્ત્રી રોહીણી અને વિદુષક.

બળદેવજી—(સ્ત્રીપ્રત્યે) પ્રિયે! અત્યાર સુધી શ્રીકૃષ્ણ કેમ આવ્યા નથી?

રોહીણી—હે પ્રભુ! ઘણું કરીને તો આવવાજ જોઇએ, તે જ્યારે આપને મળેછે તોજ તેમને જંપ થાય છે, ગમે તેવું કામ હોય તોપણ આપની પાસે તે આવ્યા વિના રહે તેવા નથી.

બળદેવજી—હા; મારા પ્રત્યે તેમની સંપૂર્ણ ભકતી છે.

રોહીણી—સ્વામીનાથ? શા માટે ભકતી ન હોય? તેતો આપનું અંતઃકરણ છે.

(એટલામાં એકાએક શ્રીકૃષ્ણ ભગવાન પ્રવેશ કરે છે તેમને જોઇને)

બળદેવજી—આવો, આવો, બેસો, હું હમણાંજ તમને યાદ કરતો હતો, આજ મને બીલકુલ ચેન પડતું નથી.

શ્રીકૃષ્ણ—મોટાભાઇ? શા માટે આપનું હૃદય ખીન્ન રહે છે!

બળદેવજી—આપણી સુરેખાને માટે.

શ્રીકૃષ્ણ—એમ કેમ શું છે?

બળદેવજી—પાંડવો રાજ્ય હારી બેઠા, તેઓ વનવાસ ભોગવે છે, કેવળ નિર્ધન થઈ ગયા છે. તેઓ બુદ્ધિબળ અને શૌર્ય ગુમાવી બેઠા છે; છતાં હવે અર્જુનના પુત્ર અભિમન્યુ સાથે આપણી સુરેખાનો વિવાહ કાયમ રાખવો એ મારી ધ્યાનમાં આવતું નથી, અભિમન્યુ છેક કંગાળ સ્થિતિમાં વિદુરને ઘેર સુભદ્રા અને કુંતિ સુધાં રહે છે; હે ભાઈ? આપણી સુરેખા ઉમર લાયક થઈ ગઇ છે, અને પાંડવ તો બાર વરસ પછી અહિયાં આવવાના છે. માટે તેટલી લાંબી મુદત સુધી કન્યાને રાખી શકાય તેમ નથી, કદાપી તે અભિમન્યુ સાથે નિશ્ચય કરેલો વિવાહ કબુલ રાખીને લગ્નનું કામ આદરીયે તો કહો જોઇએ તેની સાથે જાનૈયામાં આપણું ઘર શોભાવવાને કોણ આવે તેવું છે?

વિદુષક—પેલો વિદુરજી. પોતાના કપાળમાં ગોપીચંદનનું મોટું ગાજર

જેવું ભેંશોને ભડકાવે એવું ટીલુ ખેંચીને, બગલમાં ખંજરી અને હાથમાં મંજીરા વગાડતો વગાડતો આવે એવો છે, કદાપી શરમમાં નાંખીને ભીષ્મપિતા તથા દ્રૌણગુરૂને કે કરણુ વીગેરેને લાવે તો તેઓ ઉંચા મનથી આવે એવા છે, કેમકે સંપ કયાં છે? સ્રીયોમાં પણ રાઢ પેઠેલી છે, કદાપી આવે તો એકલી સુભદ્રા, અને મારા હાથ છે એવા હાથવાળી કુંતા ડોશી આવે, —એટલે તમારે ત્યાં પુરેપુરી શોભા થીઈ રહી, કેમ ખરૂં કે?

શ્રીકૃષ્ણ—હા, એ વાત તો ખરી છે, પણ વિદુરજી પરમ ભક્ત છે:

બળદેવજી—બળ્યા એવા ભક્તના ચાળા, જ્યાં સોભતું હોય ત્યાંજ શોભે, લગ્ન કાર્ય સમયમાં, ગળામાં પાંચ પચીસ તુળસીની માળા ઘાલીને તાલ ખંજરી વગાડતો વગાડતો અહિંયાં આવે, તેથી શું જાનૈયાની શોભા કહેવાય કે!

શ્રીકૃષ્ણ—તો પછી, અભિમુન્ય જેવો પરાક્રમિ બીજો વર કોણ છે!

બળદેવજી—હસ્તિનાપુરનો પતિ ચક્રવર્તિ, યશશ્વી, બળવાન અને પરાક્રમી દુર્યોધન રાજા છે, જેની પાસે કરણ જેવો મહારથી છે, ભિષ્મપિતા જેવો બાણાવળી છે, અશ્વસ્થામા જેવો શુભટ છે, દ્રૌણ જેવો ધનુર્વિદ્યાનો જાણનાર સમરાંગણમાં પ્રતાપશાળી છે, તે દુર્યોધનના પુત્ર લક્ષ્મણ સાથે વીવાહ કરવો યોગ્ય છે.

શ્રીકૃષ્ણ— **ધન્યાશ્રી.**

મિથ્યા વચન કેમ થાય, ઓ બાઈ મ્હારા મિથ્યા વચન કેમ થાય:
સત્યે કરી હરિશ્ચંદની કીર્તિ
જગમાં અમર ગણાય— ઓ બાઈ મ્હારા—
સત્યે કરી ધ્રુવ અચળ રહ્યો છે,
જુવો તમે નભ માંય— ઓ બાઈ મ્હારા—
સત્ય તજ્યાથી પ્રતીત ઘટે છે
આયુષ્ય ઓછી થાય— ઓ બાઈ—

હે બાઈ! બોલ્યું વચન પાળવું એ ઉતમ ધર્મ છે; તેમાં કદી એક તરફ નજર કરશો તો તે આપણી સુભદ્રા ભગનીનો પુત્ર અભિમુન્ય છે; છતાં તેની સાથેનો વિવાહ તોડવાથી સુભદ્રાને માઠુ લાગશે:

બળદેવજી—ભલે, ભલે લાગતું; એવા કંગાલની સાથે મારી રત્ન જેવી પુત્રીનું લગ્ન કદી પણ ન કરૂં.

કૃષ્ણ—પાંડવો સંપૂર્ણ પરાક્રમી છે; તેઓ વચનને લીધેજ વનવાસ ભોગવે છે, પણ તેમના પરાક્રમનો સુર્ય અસ્ત થયો નથી. અર્જુને શંકરની સાથે યુદ્ધ કર્યું છે એ તમારૂં ક્યાં અજાણ્યું છે! તેમની સાથે આપણો નિકટ સંબંધ છે માટે તેમને સહાય થવું એ આપણો યદુકુળનો ધર્મ છે.

બળદેવ—રાજ્ય વૈભવ ખોઇ બેઠા તો પછી તેમનું પરાક્રમ શા કામનું! જો કે સુર્ય પ્રખર તાપવાળો અને તેજસ્વી છે પણ જ્યારે ગ્રહણ થાય છે ત્યારે અંધકાર થયા વીના રહેતો નથી. કહો જોઇએ! તે વખતે સુર્યના તેજનું પરાક્રમ ક્યાં ગયું! અત્યારે તે રંક બનિ ગએલા છતાં તેના પુત્ર સાથે વીવાહ કરીને મારે નાહક વગોણું કરવું નથી.

કૃષ્ણ—હે મોટા ભાઇ! હું તો સત્ય કહુંછું; આપ મોટા છો, એટલે વિશેષ કહી શકું તેમ નથી, માટે હજી પણ વીચાર કરો તો સારૂ.

બળદેવ—તું શાનો વિચાર કરાવે છે! હું પણ તારા ઉંડા વીચારને સારી પેઠે જાણી ગયો છું, સમજ્યો કે!

કૃષ્ણ—(હાથ જોડીને) કૃપા કરીને મારો વિચાર શો છે? તે કહો.

બળદેવ—તને ઠીક લાગતું નથી એજ, બીજું શુ?
દુર્યોધન જેવા પરાક્રમી રાજા સાથે વેહેવાઇનો સંબંધ થવામાં તને કોઇ રીતે બીજી અડચણો નડતી હોય એમ મને તો લાગે છે

કૃષ્ણ—ભાઈ! જેમ તમારા મનમાં આવે તેમ કરો, શા માટે તમારા વીચારની વચમાં હું આવું! ભલે તેમ કરો.

બળદેવ—બસ એટલુંજ માગુછું. પણ તું છેટો રહે એમ બનવાનુંજ નથી, તારા હાથેજ પત્ર લખાવવો છે.

કૃષ્ણ—કોહોના ઉપર.

બળદેવ—દુર્યોધન ઉપર.

કૃષ્ણ—લખુછું. ( કાગળ હાથમાં લઇને ) કહો. નક્કી દીવસ કયો ઠરાવ્યો છે?

બળદેવ—અષ્ટમી અને ગુરૂવારને દીવસે જાન લઇને અત્રે આવે એવા મતલબનો પત્ર લખો.

કૃષ્ણ—(બળદેવજીના કહેવા પ્રમાણે પત્ર લખ્યો, અને વાંચી બતાવ્યો. પછી) આ પત્ર યોગ્ય જાદવોની સાથે હસ્તીનાપુર મોકલવો ઘટે છે.

બળદેવ—આ ચંદ્રચુડ, બલી, ગંગદેવ, વીરધ્વજ એમ ચારે જણાને પત્ર આપીને વિદાય કરો, તે રાજ્ય કાર્યમાં સંપૂર્ણ વિચક્ષણ છે.

(બળદેવના કહેવા પ્રમાણે શ્રી કૃષ્ણ ભગવાન તે લખેલો પત્ર હતો તેમાં બે લીટીએ વધારીને પત્ર બાંડીને જાદવોને આપે છે; શ્રીકૃષ્ણ પ્રત્યે મસ્તક નમાવીને તે જાદવો હસ્તીનાપુર તરફ જવાને તૈયાર થયા, થોડીકવાર થઇ એટલે બળદેવજીની આજ્ઞા માગીને શ્રી કૃષ્ણ પોતાના ધામ તરફ ચાલતા થયા,—પછી બળદેવજી પણ સભા બરખાસ્ત કરીને મંદીરમાં ગયા.

# પ્રવેશ ૨ જો.

## સ્થળ હસ્તિનાપુર.

## દુર્યોધનની રાજસભા.

પાત્ર, દુર્યોધન, ધૃતરાષ્ટ્ર, ભિષ્મપિતા, કરણ, શલ્ય, દુશાસન, દ્રૌણ, અશ્વસ્થામા, જયદ્રથ, કૃતવર્મા, વીદુરજી, પ્રધાન વીગેરે. બાજુએ ઉભેલો વિદુષક—

---

દુર્યોધન—(પ્રધાન પ્રત્યે) કેમ સુચિવ્રત ! આપણી જ્યાં સુધી હદ છે ત્યાં સુધી તમે તપાસ કરાવ્યો હતો કે નહી !

સુચીવ્રત—હાજી ! ચારે તરફ સ્વારને મોકલ્યા હતા, જેમાં જણાય છે કે પાંડવો આપણી હદમાં કોઇ પણ જગોએ નજરે પડતા નથી.

દુર્યોધન—હવે બાર વરસ કોણે દીઠાં છે.

દુશાસન—હે રાજન ! તે પાંડવોની આપણા કામમાં કાંઈ થોડી દખલ નહોતી.

દુર્યોધન—તેઓની શરત એવી છેકે તેઓ આપણી હદમાં નજરે પડે તો તેમણે ફરીથી બીજાં બાર વરસ વનવાસ ભોગવવાં-જ એમાં કંઇજ શક નથી.

દુશાસન—ભુલે ચુકે ગમે ત્યાંથી પણ તેઓ પકડાયા શીવાય રહેવાના નથી.

દુશાસન—હે રાજેન્દ્ર ! આપનો તર્ક સાચો પડયાવિના રેહેવાનોજ નથી.

વિદુરજી—તે પાંડવો કેવળ સત્યવક્તા, નિર્પક્ષપાતી, અને ધર્મને જાણનારા મહાપરાક્રમી છે તેવા પવિત્ર મનવાળા ધીર પુરૂષોનું બુરૂ ઇચ્છવાને પ્રયત્ન કરવો એ કેવળ દુર્જનનું કામ છે.

દુર્યોધન—( વિદુર પ્રત્યે ) હે વિદુરજી ! તમારા જેવા સાત્વિક સ્વભાવવાળા જો અમે હોત તો આ રાજ્ય સુખનો ત્યાગ કરીને અમારે પણ ભટકવાનો વખત આવત, પણ તમે તો ત્યાગી અને વૈરાગી જેવા છો એટલે તમારા બોલવા ઉપર વજન રાખતા નથી.

વિદુરજી—હે રાજન્—જ્યાં સુધી અહંભેદ, મમત્વ; અરિસ્યા અને અનિતી હોય છે ત્યાં સુધી સત્યનું દ્વાર કદી પણ નજરે પડતું નથી, વિવેક અને સદ વિચાર મલિન રૃદયમાં નિવાસ કરતાં નથી;

દુર્યોધન—( લાલ નેત્ર કરીને ) તમારૂ નિખાલસ કાચ જેવું હૃદય છે તેમાં તુલસીની માળા અને ગોપીચંદન શિવાય કંઈ બીજુ દેખો છો કે ! ( એમ કહીને ખડખડ હસવા લાગ્યો )

વિદુરજી—ઉતમ ભાવનાવાળા ઉતમ વસ્તુ દેખે છે અને નીચી ભાવનાવાળા અધમ કૃત્યોના સ્વરૂપને જોઇને તેજ રસ્તે દોરાય છે.

દુર્યોધન—હે વિદુરજી મહારાજ ! ક્ષમા કરો. હવે તમારા પાંડિત્યની અમારે હાલ જરૂર નથી.

(એટલામાં ચોપદારે બુમ પાડી—બડેજાઓ મેહેરબાન સલામ, નિધા રખ્ખે ).

ચોપદાર—(દુર્યોધન પ્રત્યે) હે રાજેન્દ્ર ! દ્વારીકાંથી શ્રીકૃષ્ણ ભગવાન તરફથી ત્રણ ચાર યાદવો આવ્યા છે.

દુર્યોધન—ઘણી ખુશિની વાત છે; તેમને સન્માનપુર્વક આ સભામાં લાવો.

(ચોપદાર જાય છે, અને તે યાદવો સાથે પ્રવેશ કરે છે.)

યાદવો—જય શ્રીકૃષ્ણ, જય શ્રીકૃષ્ણ.

દુર્યોધન—(ઉભો થઇને હાથ મેળવે છે) જય શ્રીકૃષ્ણ કહીને બેસે છે (પછી) (યાદવો સન્મુખ દ્રષ્ટી કરીને) કેમ કૃષ્ણ પરમાત્મા આનંદમાં છે ને !

યાદવો—હાજી, તે સઘળા આનંદમાં છે, અને લ્યો આ પત્ર તેમણે આપ્યો છે (એમ કહીને પત્ર આપે છે અને દુર્યોધન હાથમાં લેછે પછી)

દુર્યોધન—(દુશાસન પ્રત્યે) આ પત્ર વાંચો, એમાં શું લખ્યું છે ?

દુશાસન—(પત્ર વાંચે છે)

## ગરબી.

સાવ્ય સાવ્ય સખી એક કાગળ હરીને લખીએરે. એ રાગનું.

સ્વસ્તીશ્રી હસ્તીનાપુર સ્થાન, અધિક ઉપમાશીરે;
દુર્યોધન શ્રેષ્ટ નરેન્દ્ર, પ્રબળ સુખ રાશીરે. ૧
દ્વારીકાં થકી હું લખીતંગ, બળભદ્ર રામરે;
અત્ર આનંદ મગ્ન નિરંતર, સુખી તમામરે. ૨
લખવાનું છે કારણ એહ જે પુત્ર તમારોરે;
છે શુભ ગુણ યુક્ત વિવેકી, વિદ્યામાં સારોરે. ૩
તે શું લગ્ન અમારી પુત્રી સુરેખા સાથેરે;
જાન લૈને આવો તમે અત્ર, પરણાવું હાથેરે. ૪
લગ્ન અષ્ટમીને ગુરૂવાર દીને નિરધાર્યુંરે;
ધામ ધુમથી આવજો આંહી, દેખાય જેમ સારૂંરે. ૫
કરશો નહિ લેશ વિલંબ, ત્વરીત અહિં આવોરે;
તમથી મને મળશે ખૂબ, લગ્ન કેરો લ્હાવોરે. ૬
લખાતંગ શ્રી કૃષ્ણ આ ઠામ, વિચારીને આવોરે;
પારકી કન્યાનો અહો રાય, મળે નહી લ્હાવોરે. ૭
બકરી કાઢતાં પેસસે ઉંટ, સમજજો મનમાંરે;
સિંહ ભક્ષણ ન મળે શિયાળ, વિચારજો તનમાંરે. ૮
રખે ભડકતા ભુપતિ આપ, ધિરજ ઉર ધરીયેરે;
ક્ષત્રીવીર થઇને આમ, આવતાં નહી ડરીએરે. ૯

હે રાજન્! આપના પુત્રનો બળદેવજીની પુત્રી સાથે વિવાહ કર્યાનો શ્રીકૃષ્ણ ભગવાનના હાથથી લખેલો પત્ર છે.

દુર્યોધન—(દુશાસનનું વચન સાંભળીને તથા પત્રનો મતલબ જાણીને અત્યંત આનંદના આવેશમાં આવેલો) હવે મારા જેવો ભાગ્યશાળી બીજો કોણ છે! જુવો; એક તો બળરામ વેહેવાઇ થયા, વળી છપનક્રોડ જાદવો સાથે આપણો ગાઢો સંબંધ થયો, એથી કરીને પાંડવની સાથે શ્રીકૃષ્ણ ભગવાન પ્રેમ નહી રાખે. અહાહા! આ બધી ગોઠવણી શ્રીકૃષ્ણેજ કરી હોય એમ લાગે છે, સાબાશ, સાબાશ, આજનો દીવસ કેવળ અમુલ્યજ છે; આ પૃથ્વી ઉપર હવે મારા સામે કોણ દ્રષ્ટી કરનાર છે! ઇંદ્રિ પણ એક વખત મારી ખુસામત કરવા આવ્યા વિના રેહેનાર નથી.

દુશાસન—અસ્યા ભાઇ, એતો બધુએ ખરૂં. છેવટે ટીખળ જેવા બોલ લખ્યા છે તે ઉપર ધ્યાન આપ્યું કે નહી?—જુવો એવું

લખે છે કે જોઇ વિચારીને અહિયાં આવજો, નહી તો બકરૂ કાઢતાં ઉંટ પેશી જશે.

દુર્યોધન—હવે એ આપણા વેહવાઇ થયા માટે એ અક્ષર છેવટે મશ્કરીના લખ્યા છે, શ્રીકૃષ્ણ કેવળ ટીખળખોર છે, તે મશ્કરી કર્યા વિના રહેનારજ નથી, તમે એમના સ્વભાવને પુરે પુરૂ જાણતા નથી, એતો આપણને વેહેવાઇ જાણીને મશ્કરી કરી છે, વેહેવાઈ તરફની મશ્કરી હોય એ પણ એક લ્હાવો છે; સમઝયા કે!

દુશાસન—ખરી વાત છે; જે થયું તે ઘણું સારૂજ થયું.

દુર્યોધન—(ચોપદાર પ્રત્યે) તમે જાઓ અને લક્ષ્મણાને સારો પોશાક પેહેરાવીને અહિયાં લાવો, કે અત્રે આવેલા જાદવો તેને જુવે.

ચોપદાર—(મસ્તક નમાવીને) જેમ હુકમ (એમ કહીને જાય છે.)

દુર્યોધન—(એક વારાંગના પ્રત્યે) હે હરિણાક્ષી! આ વખતે આનંદ થાય તેવું એક ગાયન કર.

(વારાંગના મસ્તક નમાવીને ગાન કરે છે.)

**ગાયન.**

કંગન મોરો કરસે નિકસ ગયોરે;
હે નિર્મોહિડા છાંડદે મોરી બૈયાં—કંગન મોરો.
રાજ દુલારીરે, સુન પ્રિય પ્યારીરે.
જાનન દોગી—જોબન રસ લોંગી.
કમર મોરી પતલી લચક ગઇરે.
હોજીનિર્મોહિડા છાંડદે મોરી બૈયાં.
કંગન મોરો.

(એટલામાં દુર્યોધનનો પુત્ર લક્ષ્મણાને લઇને સભામાં ચોપદાર આવે છે તે દુર્યોધન પાસે બેસે છે.)

શકુની—(દ્વારકાંથી જે જાદવો આવ્યા છે તેમના તરફ નજર કરીને) આ રાજપુત્ર બાણ વિદ્યા જાણનાર દ્રોણાચાર્ય ગુરૂ પાસે ધનુર્વિદ્યાનો ઉતમ અભ્યાસ કર્યો છે;

યાદવ—અલબત! આ કૌરવ કુળમાં એ બાબતમાં વિશેષ શું કહેવું! કેમકે એ વિદ્યાથી અત્યાર સુધી તમે યશ મેળવ્યો છે;

શકુની—વળી કર્ણ રાજા પાસે અશ્વ વિદ્યા પણ આ કુંવરે પુરેપુરી જાણી છે.

યાદવ—એમ કે! વાહ વાહ વાહ વાહ.

દુર્યોધન—અરે એ શું કહો છો! આજથી પાંચમા રોજ ઉપર ઘણે દુર કોડીયામાં દીપક પ્રગટાવીને મુકયો હતો તે દીપક તરફ એકજ બાંણુ મારવાથી માત્ર દીવટને ઉડાવી દીધી હતી.

યાદવ—વાહ વાહ ત્યારે તો પાંડવોમાં પરાક્રમી અને બાણુવળી જે અર્જુન કહેવાય છે તેમનો ગુણુ ધારણુ કરશેજ.

દુર્યોધન—( મુછ ઉપર હાથ મુકીને ) અલબત સિંહના સિંહજ થાય છે; વળી મ્હારે તેનાં વધારે વખાણુ કરવાં ઘટતાં નથી પણ તેનામાં ઉતમ ગુણુ અને સ્વરૂપ છે તે જોઇને મને ઘણોજ આનંદ વ્યાપે છે.

દુશાસન—હે રાજેન્દ્ર! તે બળભદ્રનું ભાગ્ય ભળી ગયું કે આપ રાજેન્દ્રનો પુત્ર મેળવી શકયા છે; વળી તેમને પણ આપની સાથે સંબંધ બાંધવાનો લ્હાવો પુરેપુરો મળશે.

શકુની—અમારા રાજકુમારને કન્યાનો શો ટોટો છે! કેમકે આ ભરતખંડમાં કૌરવ કરતાં બીજું કોણ બળવાન છે!

વિદુષક—ઓવ મારા બાપલીયા; આતો અત્યારથીજ અભિમાન વધી ગયો છે: કહ્યું છેકે નામ પ્રમાણેજ ગુણુ હોય છે; પણ આગળ શું થશે તે દુર્યોધન કાકા કયાં જાણે છે!

જાદવ—( દુર્યોધન પ્રત્યે ) હે રાજન! આપને સબળ જાણીનેજ બળભદ્રજીએ આ ગોઠવણુ કરી હશે, એમાં કોઇજ શક નથી.

વિદુષક—( શાસન ) જાંબુડાના રંગને પણ હેરત પમાડે એવો આ લક્ષ્મણાના શરીરનો રંગ છે, છતાં વરને કોણ વખાંણે! તો કે “વરની મા” એ કહેવત પ્રમાણે અહિંયાં તો ભાવ ચાલ્યો જાય છે, ખેર એમાં મારૂં શું ગયું, જોશે ત્યારે રોશે.

દુર્યોધન—અહાહા! પેલો અર્જુનનો પુત્ર અભિમુન્ય છે તેની સાથે બળરામજીએ પોતાની પુત્રીનો વિવાહ ઠરાવ્યો હતો; પણ તે કંગાલ સ્થીતીવાળા સાથે બળરામ પોતાની પુત્રી આપે જ નહી, છેવટે આપણા પક્ષા શત્રુને ત્યાં ઠરાવેલી કન્યા આપણે ત્યાંજ આવે છે.

બધી કૌરવ સભા—( દુર્યોધનનું વચન સાંભળીને ) દુર્યોધન રાજેન્દ્રની જય થાઓ, જય થાઓ, જય થાઓ.

દુર્યોધન—( જાદવ પ્રત્યે ) હે જાદવજી! હવે આપણે અંતઃગ્રહમાં ચાલો, જમવાનો વખત થયો છે.

( આ પ્રમાણે કહીને યાદવ સાથે પોતાના રાજમહેલમાં દુર્યોધન જવા લાગ્યો, અને સભા બરખાસ્ત થઇ )

# પ્રવેશ ૩ જો.

## સ્થળ હસ્તિનાપુરમાં.

### વિદુરજીનો અવાસ

પાત્ર—વિદુરજી—કુંતામાતા, સૌભદ્રા, અભિમુન્ય.

વિદુરજી—( એકાંતમાં બેઠેલો તે વખતે )

**આર્યા.**

રે પ્રભુ અશરણુ શરણા, કળ નથિ પડતી મુજને કેમ કરૂં,
તુજ વિણુ સ્હાય નથિકો, દુખ દાવાનળ વ્યાપ્યો કયાં વિચરૂ—૧

હે પ્રભુ ! અનાયાસ આમ કેમ થઈ ગયું ! બળભદ્ર જેવા સત્યવકતાના અંતઃકરણુમાંથી સત્યનો નાશ કેમ થયો ! અરેરે તે છેક ફરી ગયો, પોતાની પુત્રિ સુરેખાનો વિવાહ અભિમુન્ય જોડે સાંધેલો છતાં તે તોડી નાંખીને પાંડવના વિરૂદ્ધ પક્ષવાળા કૌરવમાં દુર્યોધનના પુત્ર સાથે જોડયો એ કેટલું બધુ અઘટિત ! હે કૃષ્ણુભગવાન ! તમે અર્જુનના સખા ( મિત્ર છો ) છો, છતાં અર્જુનના પુત્રનો વિવાહ ભંગ થવામાં બળભદ્ર દેવજીનું મન કેમ ફેરવી શકયા નહી ! તમે અર્જુનને સહાય થયા છો, અર્જુનની દ્રઢ પ્રતિજ્ઞા તમારા પ્રત્યેજ પ્રેમ ભકતીની છે તે તમારૂ કયાં અજાણ્યું છે ! પણુ બળભદ્ર દેવ મોટા ભાઇ છે તેથી તેમના આગ્રહમાં તમે વચમાં નહિ પડયા હો. એમ જણાય છે, હે કૃષ્ણુ પ્રભુ ! તમે દુર્યોધન ઉપર પત્ર લખ્યો છે તેમાં તમારા હાથનાજ અક્ષરો જણાય છે, પણુ છેવટે જે શબ્દો લખ્યા છે તે કાંઇક ભેદ ભરેલા મામિક જણાય છે; હે શ્યામ ! તે બાબતની તમનેજ ફીકર છે, ભકતોનાં દુખ તમે દુર કર્યા છે તમારી દ્રષ્ટી નિચે અર્જુનની અપકિત તમે થવા દેવાના નથી એવો મને તો પાક્કો ભરોંસો છે પણુ જ્યારે બળભદ્રજીની વૃતિ કૌરવ ભણી થઈ છે તેમાં તમે શું કરી શકશો એ વીશે મારૂ હૃદય ગુચાય છે. (આ પ્રમાણે વિદુરજી ચિંતા કરે છે એટલામાં કુંતામાતા અને સુભદ્રા, એ બન્નો પ્રવેશ કરે છે )

કુંતામાતા—કેમ વિદુરજી ! આજ તમારૂ મુખ શોકાતુર કેમ જણાય છે? તમે સંપૂર્ણ જ્ઞાની છો, નિતિના જાણુનારા, અને વિપતિમાં ધૈર્ય આપનારા વિવેકી છો; છતાં આપના અંતઃકરણુમાં જાણે ચિંતાએ પ્રવેશ કર્યો હોય એમ કેમ જણાય છે.

વિદુરજી—હમણાંજ કોરવની સભામાંથી હું આવુંછું. હે માતાજી! અભિમુન્યનો વીવાહ ફોક થયો.

કુંતામાતા—હેં શું કહો છો ?

વીદુરજી—સત્ય કહુંછું શ્રીકૃષ્ણ ભગવાનનો પત્ર લઇને યાદવો કૌરવ સભામાં આવ્યા હતા, જેમાં જણાય છે કે બળભદ્રજીએ અભિમુન્યનો વીવાહ તોડયો છે; પત્ર તો શ્રી કૃષ્ણ મહારાજે લખ્યો છે પણ તેમાં બળભદ્રનો આશય જણાય છે,

કુંતામાતા—શિવ, શિવ, શિવ, શિવ,—હવે કેમ થાય ! જો એમ બન્યુ તો પછી પાંડવોને ઓછુ લાંચ્છન નથી.

વિદુરજી—એટલા માટેજ મારૂ હ્રદય ખિન્ન થાય છે.

( એટલામાં અભિમુન્ય બાહેરથી ત્યાં આવી પોહોચે છે )

અભિમુન્ય—કેમ દાદા? આજ આપનું મુખ કેમ ઉતરી ગયું છે ?

વિદુરજી—હે ભાઈ? બળભદ્રદેવજીએ તારી સાથે સુરેખાનો જે વિવાહ ઠરાવ્યો હતો તે તોડી નાંખ્યો છે; કૌરવ સભામાં યાદવો શ્રીકૃષ્ણનો પત્ર લઇને આવ્યા છે તેમાં દુર્યોધનના પુત્ર લક્ષ્મણા સાથે વિવાહ નિર્ણય કર્યો છે, લગ્ન દીવસ અષ્ટમીનો ઠર્યો છે, જેને વચમાં દીવસ દસ બાકી રહ્યા છે દુર્યોધનને આનંદનો પાર રહ્યો નથી. કૃષ્ણ અને બળભદ્ર સરખા વેહેવાઇ, અને છપન કોટી યાદવો સાથે સંબંધને લીધે મમતા એવો મોટો લાભ જાણીને તેના અંતઃકરણમાં ગર્વનો સમુદ્ર છલકાઇ ગયો છે,—તે સભામાં આ વાત જાણીને મારૂ હ્રદય ખિન્ન થઇ ગયું છે; હે બાળ? તેઓ પાંડવનું અકલ્યાણ ઇચ્છનારા છતાં પાંડવ પક્ષનો અનાદર થએલો જોઇને અત્યારે તેઓ ઘણાજ આનંદમાં છે; અરરે ? આ વખતે મારૂ હ્રદય શોક સમુદ્રમાં ડુબકા મારતું થયું છે. કેમ કરૂ ! (એમ કહીને વિદુરજીએ નેત્રમાંથી આંસુ કાઢવા માંડયાં )

અભિમુન્ય—દાદાજી ! એટલા માટે સંતાપ શા સારૂ કરો છો ! ખેર એ તો ઇશ્વર ઇચ્છાની વાત છે; બળદેવજી ઉપર અને તે સુરેખા ઉપર આપણો કાંઇ દાવો નથી.

સુભદ્રા—(પોતાના પુત્રનું વચન સાંભળી ક્રોધે ભરાયલી) અરે બાયલા ! હીજડા ! કાતળ ! આ પ્રમાણે વ્યંડળના જેવા શબ્દ શાંના બોલે છે ! અર્જુનનો કે મારી કુખમાં થએલો હોય તો આ પ્રમાણે બોલેજ નહી.

અભિમન્યુ—માજી ! ક્ષમા કરો, આ વચનરૂપી તલવારનો ઘા, મારાથી સહન થતો નથી.

સુભદ્રા—જો આ વખતે ભીમ હોત તો કૌરવોના સેંકડો મહારથીયોનાં શરીર ચુરેચુરા કરી નાંખે; તે કાંઈ તારી પેઠે બાયલાની માફક બેશી રહે તેમ નથી. સાંભળ્યું કે ?

કુંતામા—(સુભદ્રા પ્રત્યે) વહુજી ! તમે આ મ્હારા લાડકવાયા પૌત્રને દુભાવશો નહી; અત્યારે આપણી રંક સ્થિતિ જાણીને બળભદ્રજીએ વીવાહ ફેરવ્યો છે; જેમાં કૌરવોને અભિમાન થઈ ગયો છે, અરેરે ! આ દીવસ ક્યાં રાખી મુક્યો હતો કે છેવટે કૌરવો પાંડવને માટે દેશવાળા થયા !

સુભદ્રા—(કુંતામા પ્રત્યે) માજી ! શું ક્ષત્રીયોમાંથી શુરત્વ ગયું છે ! શું વિરત્વનો નાશ થયો છે ! શું કાગડાઓ હંસની કન્યા લઈ જશે, શું રાત્રીનો દેખનાર ગરૂડ સમુદાયમાં રહીને રાજા થશે ! એમ તો કદી પણ બને નહીં.

વિદુષક—અરે, મારૂં તો લોહી ઉકળી જાય છે, આ વખતે અર્જુનના શરીરમાં રહેલુ શુરત્વ મારામાં પ્રવેશ કરે છે, પણ અફસોસ કે મારી પાસે તલવાર નથી. જો હોત તો હમણાંજ દુર્યોધનને લગ્નમાં લગાવી દઉં ( એમ કહીને કુદવા લાગે છે. )

વિદુરજી—( સુભદ્રા સાંમે નજર કરીને ) હે સુભદ્રા ! શાન્ત થાઓ, શા માટે શરીરના લોહીને તપાવો છો ! ભાવી બળ આગળ કોણ શક્તીવાન છે !

કુંતામા—હે વિદુરજી ! આ સઘળુ ભાવી બળનુંજ પ્રમાણ છે; જુવો મારા પરાક્રમી પુત્રોને વનવાસ જવું. રાજ્યનો ત્યાગ થયો, કૌરવોની ઉન્નતી થવી, પરાક્રમ છતાં તે પરાક્રમ ઉપર સત્યતા પ્રતિપાલન કરવા રૂપ આચ્છાદન થવું. દરેક જંગલોમાં ભટકવાનો પરીણામ થવો, અને છેવટે બળભદ્રે આપી સ્થીતી જોઈને અભિમન્યુ સાથે કરેલા લગનનો કરાર તોડવો એ તમામ ભાવી ઉપરજ થાય છે; પણ જ્યારે ત્યારે શ્રીકૃષ્ણ મહારાજ સાહ્યતા કરી છે,—આ કામમાં પણ કૃષ્ણ પ્રભુ સહાય થાય તોજ કાર્ય સરે એમ છે (એમ કહીને તથા નેત્રમાં આંસુ કાઢીને કૃષ્ણ પરમાત્માની સ્તુતિ કરે છે )

ગાયન—

મને સહાય થજો મોરારીરે — એ રાગ.—

મ્હારી વ્હારે આવો કૃષ્ણ કાળારે
હીતકારીછો મોરલિવાળા — મ્હારી.
ભુપતિનાં ચીર પુર્યાં
એવા છો દીન દયાળા, — મ્હારી વ્હારે.
સઘળા ગયા છે વનવાસે જાણોછો પ્રભુ
સત્ય વ્રતના રખવાળા,
ભક્ત જાણી મ્હેર કરશો
જગત તણા પ્રતિપાળ — મ્હારી વ્હારે.

અભિમુન્ય (કુંન્તામાના નેત્રમાંથી આંસુ નીકળતાં જોઇને) હે માજી! શા માટે નેત્રમાંથી નીર ચલાવો છો! હું પ્રણ કરૂ છું કે જ્યાં સુધી મારા શરીરમાં જીવ છે ત્યાં સુધી આંધળા ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધનના છોકરાને તે કન્યા પરણવા દેવાનો નથી; હવે હું દ્વારકા જવાને તત્પર થાઉછું. તે સુરેખાનું હરણ કરીને અત્રે આવવાનો છું; યુદ્ધ કરીશ: રણરંગ મચાવીશ રક્તની સરીતા વ્હેવરાવીશ, બાંણની વૃષ્ટી ચલાવીશ, ચારે બાજુ વીર પુરૂશોના શબ્દનો શોર બકોર ગજાવીશ; આકાશમાં અપ્સરાઓ તથા દેવતાઓને મારા પરાક્રમથી સંતુષ્ટ કરીશ, માંસ હારી. ગીધ શિયાળ ઇત્યાદીકોને શત્રુઓના રક્તથી પુષ્ટ કરીશ; અનેક શુરાઓની સાથે યુદ્ધ કરતાં બાજીબળ હશે તો કદાપી મરીશ પણ ઇંદ્રભુવનમાં સંચરીશ, અને રણરંગ જોનારી શુર પુરૂષને ચાહાનારી દેવાંગનાઓને વરીશ, (એમ કહીને અભિમુન્ય શસ્ત્ર કવચ, ટોપ ઇત્યાદીક અંગ ઉપર ધારણ કરે છે.)

કુંતામા—(સુભદ્રા પ્રત્યે) વહુજી! તમેતો નાહક આ પુત્રને દુભીને છાંણે વિછી ચઢાવ્યો; આ એકલો ત્યાં જવાની તયારી કરે છે. નથી તેની સ્હાયમાં કોઇ બાઇક કાકો, નથી ભીમસેન કે નથી બાણાવળી અર્જુન અરેરે! આતો કેવળ વિપરીત બને છે; ભલે કદી બલ ભદ્રજીએ વીહીવા ફેરવ્યો તેથી શું થયું, હે વહુ! તું આ રોશથી સતો થઇ ગએલા અભિમુન્યને જતો અટકાવ્ય,

સુભદ્રા—(અભિમુન્યને સજ્જ થતો જોઇને) આહારા વ્યાસ પુત્ર!

થા માટે સાહસ કરો છો ! મુખ્ય હથિયાર, મારા કઠિણ શબ્દનો અપરાધ દુરકર, કૌરવ રૂપી સમુદ્રમાં તું કેવળ રાઇના દાંણા જેવો છું, તારી સાથે કોણ છે ! અરેર ! હું અબળાની એક જ આંખ્ય રૂપી તું મ્હારો પુત્ર મને ટળવળતી મુકીને આગળ જવાને હીમ્મત નકર, ( એમ કહીને અભિમુન્યનો હાથ પકડી રાખે છે )

અભિમુન્ય—( હાથ તરછોડીને ) માજી ! તમે મારો હાથ પકડો માં. મ્હેં પ્રણ કરેલુ છે તે પાળ્યાવિના રેહેવાનો નથી;

વિદુરજી—(અભિમુન્ય પ્રત્યે) પુત્ર ! આમ ઉદ્ધતપણું કરવુ કેમ ઘટે ! તું રાજ્યનીતી મારી પાસે સીખ્યો છે; છતાં અત્યારે આટલી બધી ભુલ્ય કેમ કરે છે, શૌર્યબળ, બાહુબળ, બુદ્ધિબળ સૈન્યબળ, દુર્ગબળ, અને સામ, દામ, ભેદ, અને દંડ એ પ્રકારે જ્યારે સંપુર્ણ સાધન હોય છે ત્યારે શત્રુને જીતી શકાય છે,—એમાંનું તારી પાસે શું છે ! અજ્ઞાન વડે કરીને દીપકમાં પતંગીયો ઝંપલાઇને મરી જાય છે તેથી તે અલ્પ પ્રાણી શુરત્વમાં ગણાતું નથી, તેમ તું બાહુબળ ઉપર અભિમાન રાખીને યોગ્ય સાધનો વિના નિરાધાર થઇને કાર્ય સાધવા જાય છે તે કેમ બને ! જરાક વિચાર કર, છેક ક્રોધાવેશથી અજ્ઞાન માર્ગમાં ચઢતો માં, ઉત્તમ પ્રકારની નિતિ ઉપર લક્ષ આપ્ય.

અભિમુન્ય—દાદાજી ! સારૂ થવાનું હશે તો સાધનો મળી આવશે, નહિ થવાનું હોય તો હું મારૂ પોતાનું પરાક્રમ બતાવીશ, બલે કદી સાધનો વિના હોઇને રણભુમિમાં પડીશ, પણ હું મારા પીતાના નામને એબ લગાડવાનો નથી,—શત્રુઓ મારા સામર્થ્યને ધન્યવાદ આપશે, સિંહનો શિકાર કરનારા સેંકડો માંણસોનાં ટોળાં મળી સીંહને ઘેરે છે યદ્યપિ સિંહની જે ધાસ્તી છે તે દુર થતી નથી તેમ હું અર્જુન જેવા સિંહનો પુત્ર છું તેથી શત્રુને ભય થયા વિના રહેશે નહી, માટે હું તો જરૂર જઇશ,

સુભદ્રા—( અભિમુન્યનું વચન સાંભળીને નેત્રમાંથી આંસુ કાઢતી )

**ગાયન**

પ્યારસે બદલી ક્યોં નજર તેરી. એ રાગ.

મુકીદે સર્વ તયારી હો પુત્ર મ્હારા,
માન શીખામણ મ્હારી ઓ પુત્ર મ્હારા.
મુકીદે સર્વ ટેક.
કાળ કૃતાંત કૌરવ કપટીથી, મુકીદે તું વિપવાદ,
સાર નથી કાંઇ એમાં તું સાંભળ, સત્ય હકીકત મ્હારી.
ઓ પુત્ર મ્હારા મુકીદે સર્વ ૧.
તુજ વિણ ક્ષણ ભર જંપ વળે નહીં, કુંતાજીને સાર,
તેમ છતાં તું આમ સંચરે તો, કેવી દશા થાય મ્હારીઓ.
પુત્ર મારા, મુકીદે. ૨
એકલો નહિ હું જવા દઉં તુજને, પાડું માહારો પ્રાણ
પ્રાણ ગયા પછી જજે તું દ્વારીકા, નિર્દયતા ઉરધારી
ઓ પુત્ર મારા મુકીદે.

જો તું નહિ માને તો હું તારી સાથે આવવાને તયાર થઇશ. અને તું નહી લઇ જાયતો મારા પ્રાણનો અહીયાંજ ત્યાગ કરીશ.

અભિમુન્ય—માજી? તમે સુખેથી આ રથમાં બેસીને મારી સાથે ચાલો, પણ જવાને માટે નિશ્ચય કરેલી પ્રતિજ્ઞાનો ભંગ-કરનાર નથી;

વિદુર અને કુંતામાતાજી—પુત્ર? તું સુખી રહેજે, તને તારા કાર્યમાં યશ મળશે. અને સુરેખાને લઇને અહિયાં આવે. તેમજ શ્રીકૃષ્ણપ્રભુ તને સહાય થશે એવો અમારો આશિર્વાદ છે.

અભિમુન્ય—(મસ્તક નમાવીને) હે માતોશ્રી? હે દાદા? આપનો નિર્મળ અંતઃકરણથી થએલો આશિર્વાદ ફળિભુત થાઓ એજ માગુછું અને હું જાઉછું,

(સુભદ્રામાતુશ્રી તરફ જોઇને) માજી તમે મારી સાથે પધારો. આપણે પેલા રથમાં બેસીને નીકળી પડીએ)

(એમ કહીને બન્ને નીકળી પડે છે)

## પ્રવેશ ૪ થો.

### સ્થળ ભયંકર જંગલ,

પાત્ર, અભિમન્યુ—સુભદ્રા,—પછિથી ગટોત્કચ્છ, તેની રાક્ષસ સેના, છેવટે તેની માતુશ્રી હેડંબા,

સુભદ્રા—(અભિમુન્ય પ્રત્યે) પુત્ર? આતો ઘણુંજ વિકટ જંગલ આવ્યુ, ઠેર ઠેર આકાશને ભેદી નાંખે તેવા ડુંગરો દેખાય છે. રસ્તા પણ અનેક છે; છત્તાં દ્વારકાં તરફ જવાનો

કયો રસ્તો હશે? હે પ્રભુ? અહિયાં કોઇ મુસાફર પણ જણાતો નથી;

અભિમુન્ય—(રથ ઉભો રાખીને) માજી? કયે રસ્તે જવું? એજ વિચારમાં હું ગુથાયોછું;

સુભદ્રા— આર્યા

જમણો રસ્તો તજીને, ડાબે રસ્તે જવું એજ સાર,
હરી કૃપાએ દ્વારિકાં; જૈ પોહોંચીશું સત્ય વચન મારૂ,

અભિમુન્યુ—માજી? કહ્યું છે કે એકથી બે ભલા, અત્યારે તમારી આજ્ઞાથી ડાબે રસ્તેજ રથ એકૃછું,

( એમ કહીને આગળ જાય છે એટલે )

સુભદ્રા—( અભિમુન્ય પ્રત્યે ) હે પુત્ર, આ વિકટ વેરાંનમાં જતાં અંધારી રાતથી રસ્તો દેખાતો નથી.—ઠેર ઠેર કાંટાનાં જાળાંમાં રથનાં પઇડાં ભરાઇ જાય છે, ઠેર ઠેર ખાડા અને ટેકરા આવે છે, ચાલતાં ચાલતાં અશ્વ અટકી જાય છે, ચારે બાજુ ભયંકર પ્રાણીનો સોરબકોર થઈ રહ્યો છે, આકાશમાં વાદળાંએ તારાના તેજની રોકાવટ કરી છે. હે પુત્ર અત્યારે કયાં વિશ્રામ કરીએ કે પ્રાતઃકાળમાં જઇ શકિયે!

અભિમુન્ય—માજી! તમે ભય રાખશો નહી.

ગાયન.

ધન્યાશ્રી પીલુ.

લેશ ફીકર નહી કરીયે હો માજી,
અંતર ધીરજ ધરીયે હો માજી; લેશ.
ગુરૂ કૃપાથકિ કાર્ય કરિશ હું,
શસ્ત્ર વિદ્યા મુજ પાસ છે તાજી. લેશ.
ભલે હોય કદિ ગહન ડુંગરમાં,
કંટક વૃક્ષની ઝાંડી ઝાઝી; લેશ.
તે સઘળાંને હું લેશ ગણું નહી,
જેવી તાંદળજાની હોય છે ભાજી. લેશ.
જ્યમ જ્યમ દુખ પડે ત્યમ ત્યમ હું,
નિડર થઇને રહુ છું રાજી; લેશ.

હે માજી! ગુરૂ કૃપાએ કરીને તથા શ્રી કૃષ્ણ ભગવાંન મારા મામા થાય છે એ તારૂ કયાં અજાણ્યું છે! તો તેમની કૃપાથી હું છ કોઠા સુધી કૌરવ દળના ભેદને જાણું છું માટે તારે ચિંતા કરવી નહી.

અત્યારે અંધારૂ ઘોર થઇ ગયું છે તો હવે હું આ વનમાં અગ્નિબાણ મુકુ છું કે એથી કંટકના ઝાડ વીગરે સળગવા લાગશે, એ વખતે તેના પ્રકાશથી આપણને રસ્તો પણ સારો દેખાશે, (એમ કહીને અભિમુન્ય પોતાના ભાથામાંથી બાણ કાઢીને ધનુષમાં ચઢાવીને કાનસુધી તાણીને અરણ્યમાં છોડે છે એથી કરીને ચારે બાજુ અગ્નિ સળગે છે, મોટા મોટા ડુંગર જવા ઉંચા ભડકા થાય છે, મોટાં અને ભયંકર વાંસના વનમાં અગ્નિ લાગવાથી બંધુકના અવાજ જેવા કાનને બેહેર મારે તેવા અગણીત કાટકા થાય છે; અગ્નિ બાણના પ્રભાવ વડે કરીને દેવતા સળગતો હેડંબાના સુશોભિત બાગ સુધી જાય છે. ત્યાં હેડંબા એકદમ જાગ્રત થાય છે. આ ચમત્કાર જોઇને કોઇ શુરવીર શત્રુ આવ્યો હોય તેવો વ્હેમ ઉત્પન્ન થાય છે,—હેડંબા વ્યાકુળ થએલી પોતાના પુત્ર ઘટોત્કચ્છને જાગ્રત કરે છે. ઘટોત્કચ્છ રાક્ષસ સેન્યા લઇને જ્યાં અભિમુન્ય છે તે તરફ ક્રોધના આવેશમાં તપાસ કરવા આવે છે, ભયંકર બરાડા પાડતા, કુદમ કુદા કરતા કરતા દુરથી આવે છે)

સુભદ્રા (અભિમુન્ય પ્રત્યે) બેટા! આ ભયંકર વનમાં કાનને બેહેર મારે એવા બરાડા પાડતા હોય એમ જણાય છે, અહાહા! અહિયાં કોણ હશે!

અભિમુન્ય—આ વન કોઇ રાક્ષસોનું હોય એમ જણાય છે હે માજી? અગ્ની સળગવાથી રાક્ષસો કોપાયમાન થયા હોય, અને આ ભુમિમાં કોણ આવ્યો છે એ જાણવાને આ તરફ આવતા હોય એવું માલુમ પડે છે,

સુભદ્રા—(દુરથી રાક્ષસોનું વિક્રાળ ટોળુ આવતું જોઇને) હે પુત્ર? હે પુત્ર? હે દીકરા? હાય હાય, આ પેલા દુરથી ડુંગરા જેવા ઉંચા અને પ્રચંડ દેહવાળા અસ્માંની રંગના વિચિત્ર મુખવાળા, હાહાકાર કરતા, પગ પછાડતા, અત્યંત બરાડતા, મોટાદાંત બાહેર કહાડતા. આવે છે એજ? અરેરે હવે શું થશે, (એમ કહીને મુર્છા આવવાથી બે શુદ્ધ થઇને તે સુભદ્રા રથમાં ઢળિ પડે છે, એટલે અભિમુન્ય તે રથ ઉપરથી હેઠળ ઉતરીને સુભદ્રાને ઉચકીને તે નજીક ખાખરના પાંદડાંના ઢગ આગળ પાથરીને તેમાં તેને મુકી દે છે પછી રથ ઉપર હથીયાર સજીને બેસી જાય છે)

(એટલામાં ઘટોત્કચ્છ રાક્ષસોની સાથે અભિમુન્યના સામે આવીને ઉભો રહે છે)

ઘટોત્કચ્છ— કાનડો

એ રાગનું

કેમરે અહિયાં શિદ આવ્યો ગમાર.
ઉપવન સઘળું પ્રજાળશું ત્હે શું કરવા.
વગર વિચારે અલ્યા આવ્યો શિદ મરવા,
" કેમરે અહિયાં".

નિડર થઇને અલ્યા શ છે છે તું ફરવા.
એક નિમિશ નહિ રહેવા દઉ ઠરવા.
તુજ જેવા તણી નહિ રાખુ પરવા.
પોચાડુશુ તુજને મૃત્યુને દ્વાર"
કેમરે અહિયાં ".

અભિમુન્ય—અલ્યા મુર્ખ? સાંભળ, હું આ વનનો અને સઘળી પૃથ્વીનો રાજાછું, તું મારી પૃથ્વિ ઉપર ફરનારો. રાતમાં વિચરનારો ચોરનીમાફક રખડનારો છે. મને ખબર છે કે આ મારી ભુમિ ઉપર અઘોર કૃત્ય કરનારા અવિવેકી રાક્ષસો રહે છે તેઓને સજા કરવા સારૂ હું આવ્યો છું,

ઘટોત્કચ્છ—છોકરૂ બાલ્યા વસ્થામાં મનમાં આવે તેમ બકે છે, તેવુંજ તું બક્યાં કરે છે; તારી સાથે યુદ્ધ કરવું એ પણ શરમ ભરેલું છે, ટીડોની માફક અભીમાન ધરાવનાર બાળક તારા મસ્તક ઉપર કેવળ મ્હોત ઘાંશાં મારી રહ્યું છે;

અભિમુન્ય—મ્હોતને વશ કોણ કોણ નથી? હું જાણું છું કે તારા જેવા ઘોર કૃત્ય • કરનારા અજ્ઞાનીયો મોહોતને શરણેજ રહેલા છે;

ઘટોત્કચ્છ—તારા ઉપર પ્રથમ હાથ ચલાવવો મારા અત્યંત બળને લાંચ્છન છે, તું જેમ બાળક પોતાના પિતાની મુછ પકડીને છાતીમાં લાત મારે છે તેમ તારા યુદ્ધનું બળ હું જાણું છું. તારા પ્રત્યે પ્રેમનો ભાવ નથી. પણ તને ક્ષણુમાં નાશ કરવાનો અમારો ભાવ છે. માટે થોડીક ઘડીવાર તારા ઇષ્ટ દેવનું સ્મર્ણ કરી લે કે જેથી મરતી વખતે તને પુન જન્મ થાય નહીં.

અભિમુન્ય—તારા પ્રથમના જન્મમાં તું અજ્ઞાનમાંજ મારા નવા યોદ્ધાની તલવાર નીચે મરાઈ ચુક્યો છું. અને હાલપણુ કદી તું મરાઇશ તો ફરીથી આવી પ્રકારના નષ્ટ દેહમાંજ તારો

નિવાસ વારંવાર થવાનો છે માટે તને હું તારા ઇષ્ટ દેવનું સ્મર્ણ કરવાને પણ વખત આપતો નથી—સાવધ થા,

(એમ કહીને ધનુશમાં બાંણનું સંધાન કરે છે)

યુદ્ધનો દેખાવ

ઘટોત્કચ્છ પોતાની સેન્યા સજકરીને તયાર થયો એ વખતે અભિમુન્યુએ ધનુશમાંથી બાંણનો વરસાદ વરસાવવા માંડ્યો, પણ રાક્ષસો હઠયા નહી. છેવટે પશુપતાકા નામનું બાંણ જ્યારે છોડ્યું ત્યારે સઘળા રાક્ષસોનો નાશ થયો, આ પરાક્રમ જોઇને ઘટોત્કચ્છ વિસ્મય પાંમ્યો, તેણે તેજ વખતે માયાવી રાક્ષસો એક હજાર ઉત્પન્ન કર્યા, ચારે બાજુથી અત્યંત સોર બકોર થવા લાગ્યો, આકાશમાં અત્યંત પવન ફુકવા લાગ્યો. અને અંધકાર વ્યાપી ગયો, જેમ ચોમાસુ હોય છે અને વિજળી ચમકારા મારે તેમ ઉપરા ઉપરી વિદ્યુતના ચમકારા થવા લાગ્યા. રાક્ષસોની તલવારનો ખડખડાટ ખડખડવા લાગ્યો, મારો મારો એવો સબ્દ ચારે બાજુ થવા લાગ્યો આ વખતે અભિમુન્ય સાવધ થયો. તેણે દારૂણ યુદ્ધ કર્યું એટલામાં એકદમ ગટોત્કચ્છ નજીક આવી પહોંચ્યો અને તેના રથના ચુરેચુરા કરી નાંખ્યા, રથના ઘોડાંને ઉચકીને કાંઇક ફેંકી દીધા, આ વખતે અભિમુન્ય પગે પાળો થયો, ચારે બાજુ માયાવી રાક્ષસોની રચનાના મધ્ય ભાગમાં બાણ ફેંકવા લાગ્યો, રાક્ષસોનો સમુદાય દુર કરવાને અભિમુન્ય પાસે પશુપતાકાનું માત્ર એકજ બાંણ હતું તે યુદ્ધમાં એકજવાર ખપી ગયુ તેથી તે બીજાં બાંણ સંધાન કરીને યુદ્ધ કરતો હતો એટલામાં ગટોત્કચ્છે અનાયાસ આવીને અભિમુન્યનું ધનુંશ અને બાંણનો ભાથો ઝુંટી લીધો, પછી ગટોત્કચ્છ અને અભિમુન્ય બન્યો મુષ્ટી પ્રહાર, પાટુ ગડદા વીગેરે દાવથી લડવા લાગ્યા, ઘણી વખત સુધી જમીન ઉપર એક ઉપર એક એમ યુદ્ધ ચાલ્યું, છેવટે ગટોત્કચ્છ અભિમુન્યને લઇને આકાશ સુધી ચાલ્યો ગયો ત્યાંથી જમીન ઉપર ફરીથી યુદ્ધ ચાલ્યું છેવટે ગટોત્કચ્છે અભિમુન્યને મર્ણ તુલ્ય કરી નાંખ્યો શરીરમાં પ્રાણ રહ્યો નહોતો. તે પ્રાણ બ્રહ્માંડમાં ચઢી ગયો હતો; અભિમુન્યને તદન મારી નાંખવાનો વિચાર ગટોત્કચ્છે માંડી વાળયો કેમકે હવે તે મર્ણ તુલ્યજ છે એમ જાણીને તેને તે રણભુમિમાં પડતો મુકીને ગટોત્કચ્છ પોતાની માયાવીઘાં સંકેલીને પોતાના મહેલભણી ચાલ્યો ગયો.

## પ્રવેશ ૫ મો.

### સ્થળ ભયંકર અરણ્યમાં

હેડંબાનો મહેલ.

પાત્ર, હેડંબા, ઘટોત્કચ્છ,

હેડંબા—( પોતાના મહેલમાં બેઠેલી ચિંતામાં પડેલી સ્વગત વિચાર કરે છે કે ) અરેરે શું થયું હશે ! મારો પુત્ર ઘટોત્કચ્છ મહા પરાક્રમી છે, કદાપી ભીડ પડે તો તે ગર્જના કર્યા વિના રહે તેવો નથી, મ્હેં તેને કહ્યું હતું કે બેટા ! તને ભીડ પડે ત્યારે તું મને યાદ કરજે કે હું અત્યંત પ્રૌઢ રૂપ ધારણ કરીને ત્યાંજ આવીશ, પણ ઘણા ભાગે ફીકર જેવું જણાતું નથી. યદ્યપિ, સંગ્રામમાં સોર બકોર ઘણો થાય છે, અરેરે આ વનમાં એવો શુરવીર કોણ આવ્યો હશે ! શું હશે ! યુદ્ધ પણ ઘણીવારથી થયાં કરે છે, હજુ પણ પાર આવ્યો નહી તેનું કારણ શું હશે ! ( આ પ્રમાણે વીચારમાં લીન થએલી ઝરોખામાં બેઠેલી ગટોત્કચ્છની રાહ જુવે છે,

( એટલામાં ઘટોત્કચ્છ આવે છે તેને જોતાંજ હેડંબા પોતાના પુત્રને વધાવી લે છે અને કહે છે કે ) બેટા ! કેમ આટલી બધી વાર ! આજના યુદ્ધમાં જે તને પરિશ્રમ પડયો છે તેવો કદી પણ પડયો નથી, હે દીકરા ! મને કહેતો ખરો ! કે તે કોણ યોદ્ધા હતો !

ઘટોત્કચ્છ—માજી ! અઢાર કે વીસ વરસની ઉમરનો ફુટતી મુછવાળો કે જેની સાથે બીજુ કોઇપણ માણસ નહોતું, તે આ અરણ્યમાં આવ્યો હતો, તેણેજ અગ્ન્યાસ્ત્ર બાણ આ જંગલમાં મુકયું હતું. તે અસી મારા રાક્ષસોથી શાન્ત કરી નાંખ્યો છે, પણ તે ઘણો બળવાન અને પરાક્રમી હતો, તેની સાથે ખરેખર યુદ્ધ થયું છે, છેવટે તેને મર્ણતુલ્ય કરીને અહિયાં આવ્યો છું—મારા હાથેથી તેનો છેક પ્રાણ લીધો નથી, પણ હવે તે બચવો મુસ્કેલ છે, એવી તેને સખત મુર્છા વ્યાપી છે હજુ તે રણભુમીમાં પડયો છે,

હેડંબા—બેટા આટલો બધો પરાક્રમી કુમાર, તે કોઇ રાજકુમાર હોવો જોઇએ, માટે તે મુર્છા પામ્યો હોય તો તેની સારવાર કરવી હતી કેમકે તેની પાસે કોઇ હશેજ નહી,

ઘટોત્કચ્છ—શત્રુની સારવાર શી ! કદાપી તેની સાથે યુદ્ધ કરવામાં હું

મરાયો હોત તો મારી સારવાર કદાપી તું કરે પણ ઘણે દુર ભુમિ ઉપર કોઇ ન હોય તો સારવાર કોણ કરે! હે માજી! યુદ્ધનું કામ એવુંજ છે, તેને મુછા વળી છે તે ઘણા ભાગે જીવે તેમ નથી કાંતો મરણ પામ્યો હશે, મરતી વખતે શુર પુરૂષને સારવારની દરકાર રહેતી નથી, તેને તો શસ્ત્ર રૂપી ઘાવનીજ પથારી સમઝવાની છે.

હેડંબા—સાબાશ દીકરા! પણ મારો વિચાર તે તરફ જઈ આવવાનો છે; કદાપી મને વાર લાગે તો તું થોડીવાર પછી ત્યાં આવજે.

ઘટોત્કચ્છ—ભલે માજી! કદી જોવું હોય તો જાઓ પણ હું નથિ ધારતો કે તે જીવતો રહ્યો હોય!

હેડંબા—ગમે તેમ હોય પણ એક વખત હું જોઇને આવું છું.

ઘટોત્કચ્છ—ભલે માજી પધારો.

( હેડંબા પોતાને ઘેરથી જ્યાં અભિમુન્ય પડ્યો છે તે તરફ જોવા સારૂ જાય છે )

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ ભયંકર જંગલ.

પાત્ર, અભિમુન્ય, સુભદ્રા, પછીથી હેડંબા, અને પછિથી ઘટોત્કચ્છ.

( જે વખતે સુભદ્રાને રાક્ષસોના ભયંકર કીકીયારીથી મુર્છા વળી હતી તે વખતે અભિમુન્યુએ સુભદ્રાને એક બાજુએ વૃક્ષ નીચે પલાસના ઝાડના પાંદડાં પાથરીને જાળવીને મુકી હતી,—ત્યાર બાદ જ્યારે સુભદ્રાને મુર્છા વળી ત્યારે તે ચકિત થઇ એકદમ ગાભરી બનિ ગએલી બેઠી થઈ અને ચારે બાજુ જોવા લાગી, આ વખતે સોર બકોર વીગરે શાન્ત થઇ ગયો હતો પણ પોતાનો પુત્ર અભિમુન્યને દીઠો નહી; તેથી સુભદ્રાને ઘણી ચિંતા થઇ, ત્યાંથી તે એકદમ ત્વરીતથી ઉભી થઇ. અને અભિમુન્યને સાદ કરતી બોલાવતી અને વલોપાત કરતી આમ તેમ જોતી જોતી આગળ ચાલી નીકળી જરાક છેટે આવતાં જમીન ઉપર પડેલુ શબ તેને નજરે પડે છે, તે શબ પાસે જઇને જુવે છે એટલે અભિમુન્ય માલુમ પડે છે, અભિમુન્યુની આવાવી સ્થિતિ જોતાંજ સોભદ્રાના ગાત્ર સીથળ થઈ ગયાં, શરીરમાં કંપારી વછુટી, છાતી ધડકવા લાગી, નેત્રમાંથી શ્રાવણ અને ભાદ્ર પદની મસ્ત થએલી નદીના પ્રવાહની માફક આંસુ

ચાલવા લાગ્યાં, પુત્રની આ પ્રમાણે સ્થિતિ જોઇને તેણીનામાં ધીરજ રહી નહી. શોકરૂપી સમુદ્રમાં ડુબવા લાગી; પુત્રના વિયોગથી પોકાર કરવા માંડયો. નાના પ્રકારના વિલાપ કરવા લાગી, જ્યાં સુધી અભિમુન્ય સાવચેત હતો ત્યાં સુધી તેણીને મોટી આશા હતી, હવે સર્વ આશાનો નાશ થઈ ગયો, પોતાના શરીરનું હવે શું થશે તેના માટે તેણીએ બિલકુલ કાળજી રાખીજ નહીં; ભલે કદી વાઘ વરૂ મારી નાંખે કિંવા ગમે તેમ થાય તે થાઓ પણ પુત્રના શબ આગળ બેઠેલી બેહબાકળી બની ગએલી સૌભદ્રા શોકની સમાધીમાં લીન થઈ ગઇ; આ વખતે સૌભદ્રા અભિમુન્યનું મસ્તક પોતાના ખોળામાં મુકીને વિલાપ કરે છે.

**ગાયન.**

જોગી આસાવરી.

મજલા વરિલ સુભદ્રા હાય,

એ રાગ

મ્હારા લાડકડા સુ કુમાર,
કયમ કરતો નથિ ઉચ્ચાર                    મારા
રાંકડી માતથી કયમ તું રીસાયો.
ચિત મ્હારૂં ગભરાય,
અરે હાય હવે શું થાય, મારો પ્રાંણ હવે ગભરાય,
ધ્રુજે કાય, ન સુઝે કાંય                    મારા લાડકડા. ૧
હું અભાગ્યણી કર્મ ફુટેલીએ
રત્ન ગુમાવ્યું સાર,
તને કટુક કહ્યાં ઉચ્ચાર, અરે આપ્યો ઘણો તિરસ્કાર, તું નિકળ્યો બહાર થયો આકાર                    મારા લાડકડા. ૨
ભાવી વાતનો ભેદ ન જાણ્યો.
હું અભાગણી નાર
મારા વ્હાલા પ્રેમી કુમાર
બોલ્ય એકવાર ગુણના અંબાર                    મારા લાડકડા. ૩

હે પુત્ર! શું હવે તને અહિંયાં મુકીને હું જીવતી ઘેર જઇશ એમ જાણે છે! અરેરે જ્યારે તારી દાદી કુંન્તામા જાણશે ત્યારે તેમનું હૃદય કેવું થશે હે પુત્ર! તારો વડીલ કાકો ધર્મરાજા તારા ઉપર કેટલી મમતા રાખતા હતા! હે પુત્ર! તારો જન્મ થયા પછી તારો કાકો ભીમ એમણે તો તને હાથમાંને હાથમાંજ રાખ્યો છે.

તો પછી આ વાત સાંભળીને તેમનું અંતઃકરણ શી રીતે સ્થિર રહેશે ! વળિ સહદેવ અને નિકુળ એ બન્યો તારા કાકા તારે માટે કેટલું કલ્પાન્ત કરશે ! હે પુત્ર ! તું એકવાર નેત્ર ઉઘાડીને મારા સામુ જો.

( આ પ્રમાણે સૌભદ્રા કલ્પાંત કરે છે એટલામાં યૌવન વેશ વાળી એક સ્ત્રી સૌભદ્રાના સામે આવીને ઉભી રહે છે, તેને જોઇને સૌભદ્રા એકદમ ભય પાંમે છે એટલે )

**હેડંબા**—હે પવિત્ર બાઇ ! શાન્ત થાઓ, તમારો વિલાપ સાંભળીને મારૂ અંતઃકરણ વિંધાઇ ગયું છે; હું આ વૃક્ષની પાછળ રહીને સાંભળતી હતી, તે તમામ સાંભળ્યા પછી મારા હૃદયમાં જે કારી ઘા થયો છે તેની વેદના હું તમને શું કહું, જો ઇચ્છા હોય તો મારૂ હૃદય ચીરીને હું તમને બતાવુ, હે બાઇ સાહેબ ! ખેદ કરશો નહી, એ તો બન્યો ભાઇયો લઢયા છે ! જેમાં આ પરિણામ થયો છે;

**સૌભદ્રા**—( સચકિત થઇને ) તમે કોણ છો !

**હેડંબા**—તમે મારા જેઠાણી થાઓ છો, અર્જુન બાણાવળી જે કે કૌરવમાં મહાસમર્થ વીર પુરૂષ છે તે માહારા જેઠ થાય છે,–કુંતામાતા મારાં સાસુ થાય છે. અને ભીમ મારા સ્વામી થાય છે.

**સૌભદ્રા**—અરેરે ત્યારે આ માહારો પ્રાણથી પણ અધીક પ્રીય પુત્રને કોણે માર્યો !

**હેડંબા**—મારા પુત્ર ઘટોત્કચ્છે,–હે બાઇ ! મને અભિમુન્યને જોવા દો, મારો પુત્ર મને કહેતો હતો કે તે મુર્છા પામ્યો છે, પણ મર્ણ પામ્યો નથી,–તમે ચિંતા કરશો નહી, જરાક શાન્ત થાઓ, અભિમુન્યની હું કાકી થાઉ છું, તે મારા ઘટોત્કચ્છ કરતાં પણ વધારે પ્યારો છે; ( એમ કહીને અભિમુન્યને ઝાળવીને હેડંબા પોતાના ખોળામાં લેછે અને બારીક નજરથી તપાસે છે પછી ) અહાહા હે સૌભદ્રા ! હજુ અભિમુન્યના શરીરમાં પ્રાણ છે, તેનો પ્રાણ છેક બ્રહ્મરંધ્ર મસ્તકમાં રમી રહેલો છે હજુ પણ ફીકર નથી,

**સૌભદ્રા**—હે બાલી ! હવે તેને આરામ થાય એવો કોઇ ઇલાજ થાય તો સારૂ,

**હેડંબા**—( ઘટોત્કચ્છને આવતો જોઇને ) જુવો આ ઘટોત્કચ્છ મા-
હારો પુત્ર અને તમારો બત્રિજો આવીને ઉભો, જોયો કે !

**ઘટોત્કચ્છ**—( પોતાની માતા હેડંબા પ્રત્યે ) હે માજી ! તમને વાર લાગી માટે હું અત્રે આવી પોહોચ્યો છું તમે અહીંયાં કેમ બેઠાં છો, આ માણસનું શબ તમે ખોળામાં કેમ લીધું છે !

હેડંબા—( ઘટોત્કચ્છ પ્રત્યે ) બેટા ! આ તાહારો ભાઈ થાય છે.

ઘટોત્કચ્છે—હેં, હેં, માજી ! એ શી રીતે !

હેડંબા—તારો કાકો અર્જુન ખરોકે નહીં !

ઘટોત્કચ્છ—હા માજી !

હેડંબા—તેનોજ આ પુત્ર અભિમન્ય છે.

ઘટોત્કચ્છ—હાય, હાય, જો એમ જાણ્યું હોત આ પરીણામ થાત શાંનો અરેરે હું કેટલો બધો અપરાધી, પાપી, અને અવિચારી થયો, હે મા ! જુવો તો ખરા એ મારા ભાઇના શરીરમાં પ્રાણ છે કે નહી.

હેડંબા—બેટા ! હજુ પ્રાણ છે, માટે તું વાયુ વેગની માફક આપણા મહલમાં જા, અને ત્યાં મેડા ઉપરના તાંકામાં અમૃત કુપ છે તે જેમ બને તેમ જલદીથી લાવ્ય.

ઘટોત્કચ્છ—આ ચાલ્યો માજી !

( એમ કહીને અમૃત કુપ લેવા જાય છે )

(થોડીકવારમાં અમૃત કુપ લાવીને હેડંબાને આપે છે)

હેડંબા—( સૌભદ્રા પ્રત્યે ) અમૃત બિંદુ હાથમાં લઇને ) હે પ્રભુ ! હું એક પતિવ્રત છું ભીમ શિવાય કોઇની સાથે મ્હેં સંબંધ રાખ્યો નથી કેવળ પવિત્ર રહી છું. માટે તેનું પુન્ય આ અમૃત બિંદુમાં આવજો, એમ કહીને અભિમન્યના મુખમાં અમૃત નાંખ્યું.

સુભદ્રા—( હાથમાં અમૃતનું બિંદુ લઇને ) હે પ્રભુ ! મારા પતિવ્રતનું પુન્ય અને ધર્મરાજાનું સત્ય એ બન્યોનું પુન્ય આ બિંદુમાં આવજો.

ઘટોત્કચ્છ—( હાથમાં અમૃત લઇને ) હે પ્રભુ ! મારા શુદ્ધ અંતઃકરણનું અને કુંતા માનું પુન્ય આડે આવજો.

( એમ કહીને અમૃત બિંદુ મુકયું )

( અમૃત બિંદુ જતાંજ અભિમન્ય ગર્જના કરતો ઉભો થયો,

મારો મારો પકડો પકડો એમ બોલતો ઝુઝુમવા લાગ્યો તે વખતે )

સુભદ્રા—હે પુત્ર ! ધીરજ રાખ્ય, જરાક નજર કરીને જો.

અભિમુન્ય—કોણ માજી !

સોભદ્રા—હા, જો, તપાસ કર, આ તારી કાકી હેડંબા છે અને આ ઉભો છે એ તારા ભીમસેન કાકાનો દીકરો ગટોત્કચ્છ છે. તમે બન્યો ભાઇ પરસ્પર લઢયા છો.

ઘટોત્કચ્છ—( અભિમુન્ય પ્રત્યે ) હે મોટાભાઇ ! આપના ચરણમાં મસ્તક નમાવું છું.

( ઘટોત્કચ્છ અને અભિમુન્ય બન્યો છાતી સરસા મળ્યા, ત્યાં ઘણોજ આનંદ વ્યાપ્યો. પછી ઘટોત્કચ્છ અભિમુન્ય પ્રત્યે કહે છે કે હે બંધુ ! તમે રાત્રી સમયે અહિયાં કેમ આવ્યા ! ક્યાં જાઓ છો ! )

અભિમુન્ય—હે ભાઈ ! મારા કાકા ભીમ ધર્મ ઈત્યાદીક સઘળા વનવાસ ગયા,—હું અને આ તારી કાકી સૌભદ્ર અને કુંતામા એ ત્રણે હસ્તીનાપુરમાં વીદુરજીને ઘેર રહ્યા,—શ્રી બળદેવજીએ પ્રથમ મારી સાથે પોતાની પુત્રી સુરેખા સાથે વીવાહ શોધી મુકયો હતો હવે જ્યારે પાંડવો વનવાસ ગયા, એટલે અમારી નીચી સ્થીતિ જાણીને તથા રાજ્યનો અધિકાર ગુમાવી બેઠેલા કંગાલ જેવા જાણીને બળદેવજી-એ મારી સાથેનો વિવાહ તોડીને, કૌરવમાં દુર્યોધનના દી-કરા લક્ષ્મણા વેરે સાંધ્યો છે તેઓ આઠમને રોજ ત્યાં જાન લઇને જવાના છે, હવે મારો દ્રઢ સંકલ્પ એ છે કે યુદ્ધ કરીને પણ કન્યાનું હરણ કરવું જોઇએ એમ સમ-ઝીને હું અને મારી માતુશ્રી સુધાં રથમાં બેસીને નીકળ્યા છીએ, દ્વારકાં જવું છે; ત્યાં ગયા પછી જે થાય તે ખરૂં.

સૌભદ્રા—( ઘટોત્કચ્છ પ્રત્યે ) હે ઘટોત્કચ્છ ! હવે તું તારા ભાઇને સમજાવીને હસ્તીનાપુર પાછો લઈ જા, હવે માહારે તેને ત્યાં જવા દેવાનો નથી, કેમકે શરૂઆતમાંજ જ્યારે વિઘ્ન થયું તો તે બોહોળા કૌરવ દળમાંથી તથા બળભદ્રના બળ આગળથી કન્યાનું હરણ કરવું એ બનવું મુસ્કેલ છે; મારો વિચાર મારા ભાઇ બળદેવજીને કરગરીને તે કન્યા સંપા-દન કરવાનો હતો, વળી મારા પીયર જઇ આવું એવો લ્હાવો હતો પણ હવે તો તમામ વિચાર ફરી જાય છે.

ઘટોત્કચ્છ—હે કાકી ! શું પાંડવનું નાક ખોવું છે ! હાથમાં જળ

લઇને હું પ્રતિજ્ઞા કરૂં છું કે તે સુરેખાનું હરણ કરીને મારા ભાઇ અભિમુન્ય સાથે લગ્ન ન કરાવું તો હજાર ગૌ-હત્યાદિક પાપ છે; ( એમ કહીને પાણી મુકે છે. )

સૌભદ્રા—અરરરરર, તું પણ અભિમુન્યની પેઠે પ્રણ કરીને બેઠો કે !

ઘટોત્કચ્છ—હે કાકી ! તમે બેઠે બેઠે તમાસો તો જુવો ! શું બને છે કેવા ઘાટ થાય છે, હું પણ તમારી સાથેજ ત્યાં આવવાનો છું, હવે આ જંગલમાથી નીકળીને આપણા અવાસ ભણી ચાલો ઇશ્વરની કૃપાથી સઘળા સારા વાનાં થશે.

સૌભદ્રા અને અભિમુન્ય } ચાલો ભાઇ.

( એમ કહીને હેડંબા તથા ઘટોત્કચ્છ સઘળાં અવાસ ભણી જાય છે. )

## પ્રવેશ ૭ મો.

### સ્થળ હસ્તિનાપુર.

પાત્ર—દુર્યોધન કરણ શલ્ય ભુરીશ્રવા—ભિશ્મપિતા, કૃપાચાર્ય, દ્રોણ—અશ્વવસ્થામા—જયદ્રથ, શકુની દુશાસન—વક્ષમણો—સ્ત્રીમંડળ ભાનુમતિ વીગરે.

દુર્યોધન—શકુની મામા ! દ્વારીકામાં જવાને માટે જાનૈયા આવી ગયા છે, પણ તે શિવાય આપણી સાથે જે જે સાધનો જોઇએ તેની કેવી યોગવાઈ કરી છે;

શકુની—હે રાજેન્દ્ર, દ્વારકાં તરફ જવાને માટે બસે હાથી અને બે હજાર ઘોડા, બસેરથ, પચાસ મ્યાના, બસે પાલખીયો, બાર હજાર પયદલ બસેઉંટ ડંકો નીશાન, ઈત્યાદીક તયારી કરી મુકી છે.

દુર્યોધન આપણો દિમાક જોઇને બળભદ્રજી દિંગ થઇ જાય એવું કરવાનું છે.

શકુની—હે રાજન ! કરણ જેવો આપની પાસે બાણાવળી છે. જેનું મૃત્યુ નથી એવા ગંગાના પુત્ર ભિષ્મ પિતા છે, આખા ભરતખંડમાં ધનુર્વિદ્યામાં પ્રતિષ્ટા પામેલા દ્રોણ ગુરૂ છે, યુદ્ધને વિશે મહા વિચિક્ષણ અને અશ્વને પકડીને ફેકી દેનાર બળવાંન અશ્વસ્થામા છે; ભુરીશ્રવા અને કૃપાચાર્ય એમનાથી આપના શૈન્યની મજબુત શોભા છે શત્રુને પરા-

જય કરવામાં અને વ્યુહ રચવામાં કુશળ જયદ્રથ છે, એવા અનેક શૂર વિરથી શોભા પામેલા આંપ નરેન્દ્રના પરાક્રમને બળભદ્રજી ક્યાં જાણુતા નથી !

દુર્યોધન—( મુછ ઉપર હાથ મુકીને ) શકુની મામા ! તમે વ્યાજબી કહો છો, એટલાજ માટે બળભદ્રની નજર આપણા ભણી થઇ છે; વાર હવે કેટલીવાર છે !

શકુનિ—લક્ષ્મણાને પીઠી ચોળીને તથ સંગાર સજાવીને તયાર કર્યાં છે, બ્રાહ્મણના હાથથી સ્વસ્તી વાચનનું તિલક થાય એટલે હાથી ઉપર તે બેસે એટલીજ વાર છે.

દુર્યોધન—ઠીક ઠીક પણ લક્ષ્મણાની પાસે બેસવાને માટે આપણામાં જે વૃદ્ધ છે તેમને બેસારવા.

શકુની—તે તમાંમ વ્યવસ્થા કરવામાં આવી છે. તેમની પાસે ભિષ્મપિતા અને દ્રોણ ગુરૂ એ બંન્યો બેસવાના છે.

દુર્યોધન—સાબાશ, સાબાશ, શકુની મામા ! પણ સ્ત્રી મંડળ અને રાણીયોને માટે યોગ્ય બંદોબસ્ત કેહેવો કર્યો છે !

શકુની—મ્યાના તયાર કરવામાં આવ્યા છે, તે મ્યાનાની આગળ પાછળ એકેક હજાર સ્વાર રાખવામાં આવ્યા છે.

મંત્રી—( દુર્યોધન પ્રત્યે ) હે રાજન લક્ષ્મણાને હસ્તી ઉપર આરૂઢ કર્યા છે; હવે આ સભામાંથી મંડળ સહ વર્તમાન પોત પોતાના વાહન ઉપર બેશીને ચાલવું જોઇએ. કેમકે નીકળવાને માટે જે મુહુર્ત બેસી ગયું છે માટે વિલંબ ન થવો જોઇએ.

દુર્યોધન—( ત્યારે ચાલો )

( સઘળી સભા વાહન ઉપર બેશીને દ્વારકાં જવા નીકળે છે )

## પ્રવેશ ૮ મો.

**સ્થળ ભયંકર વેરાંન જંગલમાં હેડંબા ગટોત્કચ્છનો મકાન**

પાત્ર—હેડંબા, ગટોત્કચ્છ, અભિમુન્યુ—અને સૌભદ્રા.

અભિમુન્ય—( ઘટોત્કચ્છ પ્રત્યે ) પ્રિય ભાઇ ! આ ભયંકર અરણ્યમાં ઇંદ્ર ભુવનને પણ માત કરે તેવો તમારો અવાસ છે; જેમાં અનેક પ્રકારનો સામાન ભર્યો છે અહાહા ! આટલો વૈભવ તો હસ્તીનાપુરમાં દુર્યોધન પાસે પણ નથી; હે ભાઇ ! હું છેવટ કંગાલ જેવો બનિ ગયો છું.

ઘટોત્કચ્છ— આર્યા

આ સહુ ભુમિ તહારી છે,
ધામ ધરા ધન દેખાય છે નજરે;
તુજથિ અધિક નથિ બીજુ,
સત્ય કહુછું ચિતમાં તું સમજરે.—

હે ભાઇ તાહારાથી મારે બીજુ શું વિશેષ છે.

અભિમન્યુ— ધન્યાશ્રી.

તુજ હિમ્મતથી પ્રફુલ્લ હૃદય મુજ
ઉમંગ અંગ ધરૂ અહો ભ્રાતા —તુજ
હોય કઠિણ કદિ કાર્ય અવનિપર
તુજથી ત્યાં સંચરૂ અહો ભ્રાતા —તુજ
સુખ દુખમાં તું બેલી સદોદિત,
સત્ય વચન ઉચરૂ અહો ભ્રાતા —તુજ

ઘટોત્કચ્છ—( નેત્રમાં નીર લાવીને ) પ્રિય ભાઇ! હસ્તિનાપુરથી દુર્યોધન દ્વારકા જવાને માટે નીકળ્યો છે એવી ખબર મારા રાક્ષસોથી મળી છે. કેમકે મ્હે તે વીશે તપાસ કરવાને માટે રાક્ષસોને રાખ્યા હતા, માટે હવે આપણે પણ દ્વારકા નીકળવું જોઇએ;

( એટલામાં હેડંબા અને સોભદ્રા બન્યો એક બીજાની આંગળીઓ હાથમાં પકડીને ત્યાં આવે છે )

હેડંબા—( પ્રસન્ન વદનથી કેમ ભાઇ! તમે બન્યો ભાઇ શાંનો વિચાર કરો છો!

ઘટોત્કચ્છ—હે માજી! હવે અમે દ્વારકા જઇશું.

સોભદ્રા—હે ભાઇ ત્યારે તો હું પણ ત્યાં આવવાને તયાર થાઉછું.

ઘટોત્કચ્છ—હે કાકી? હવે તમારૂ કામ ત્યાં નથી. અમો ગુપ્ત જગોમાં ગમે ત્યાં રહિશું; તેમાં જે કાંઇ કામ કરવાનું છે તે યુકતીથી થશે. માટે તમેતો અહિયાજ આનંદ કરો હું અભિમન્યુ પાસે છું માટે તમારે કોઈ પ્રકારની ચિંતા રાખવી નહીં;

સોભદ્રા—બહુ સારૂભાઇ, મ્હેં તારૂ પરાક્રમ જાયું છે માટે તારા તરફનો પુર્ણ ભરોસો છે;

ગટોત્કચ્છ—( અભિમન્યુ પ્રત્યે ) ભાઈ ઉઠો અને તમારાં શસ્ત્ર અસ્ત્ર ધારણ કરો, હું પણ તયાર થાઉછું.

અભિમન્યુ—ભાઇ! તારે ત્યાં સર્વ પ્રકારની સમૃદ્ધિ જોવામાં આવે છે પણ રથ કે ઘોડા કિંવા ઉંટ કે હાથી. વિગેરે કોઇ પણ વાહન કેમ જણાતુ નથી?

ઘટોત્કચ્છ—એ તમામ દ્રષ્ટીએ પડે તેમ રહેવું નથી. જે વખતે હું ત્રણ ચુટકી વગાડીશ એટલે જોઇતી વસ્તુ આપણી સામે તયાર થશે.

( થોડીવાર થાય છે એટલે માયાવી રથ. અશ્વ વિગેરે હાજર થાય છે ).

પછી ઘટોત્કચ્છ અને અભિમન્યુ એ બન્યો હેડંબા અને સોભદ્રાને નમીને તથા આશિર્વચન લઇને રથમાં બેસીને ચાલવા માંડે છે.

---

## પ્રવેશ ૯ મો.

### સ્થળ દ્વારિકાં.

પાત્ર,—શ્રી બળભદ્ર, શ્રી કૃષ્ણ, પ્રદ્યુમ્ન, શાંબ, સાત્યકી, ચંદ્રચુડ, વીગેરે સ્ત્રીયોમાં રોહીણી વીગેરે પછીથી કૌરવની જાનના માણસો અને સ્ત્રી.

બળભદ્ર—( શ્રી કૃષ્ણ પ્રત્યે ) હે ભાઇ! હસ્તીનાપુરથી દુર્યોધન સભા તેમની મોટા વિસ્તારવાળી જાનને લૈને નીકળી પડ્યા છે એ વીશેની ખબર તેમણે અગાઉથી હલકારા સાથે મોકલી છે, તે કાંઇ આપનું અજાણ્યું નથી; માટે એ હીસાબે તે અત્યારમાં આવવાના છે; તો તેઓના ઉતારા માટે સોઈ તેં કરી રાખી છે ને!

શ્રીકૃષ્ણ—હાજી! આપની આજ્ઞા પ્રમાણેજ તમામ સોઇ તૈયાર છે, ઠેર ઠેર શિબિર ( તંબુ ) ખેંચાવ્યા છે, તેના માટે ત્રણ કોસ સુધીની જગો રોકી છે.

બળભદ્ર—મને ઘણોજ આનંદ થયો.

( એટલામાં શાંબ આવી પોહોચે છે. )

શાંબ—( શ્રીકૃષ્ણ પ્રત્યે ) હે માહારાજ! હસ્તિનાપુરથી નગર બહાર જાન આવી પોહોચી છે.

શ્રીકૃષ્ણ—( બળદેવ પ્રત્યે ) હે ભાઈ! આપ મોહોટા ભાઇ છો માટે તેમને સામૈયુ ( સામે લેવાને માટે મોટા ઠાઠથી યાદવ સમુદાયને લઇને આપે જવું જોઇએ. )

બળદેવજી—ના ભાઈ-એ ખટપટ મને નહી ફાવે, એ તો તમારેજ જવું પડશે.

શ્રીકૃષ્ણ—ઠીક ત્યારે હું જાઉં છું અને અહિયાંજ લાવું છું ત્યાર-બાદ તેમને ઉતારા તરફ લઇ જવામાં આવશે.

બળદેવજી—ઠીક ઠીક.

( સામૈયા માટે શ્રીકૃષ્ણ ભગવાન જાય છે. )

થોડીકવાર થાય છે પછી એટલે શ્રીકૃષ્ણ પોતાના સાથી જોડે કૌરવ સમુદાયને સભામાં લાવે છે.

કૌરવ તરફના દુર્યોધન વીગેરે તમામને આસન ઉપર બેસારે છે યાદવ સભા પણ બેસી જાય છે, પછી પરસ્પર વેવાણુને ગીત ગાય છે.

કૌરવ તરફની સ્ત્રીયો ગીત ગાય છે.

ગાણું.

અમે ઇડરીયો ઘઢ જીત્યારે આનંદ ભલા, એ રાગ.

અમે દ્વારીકા નગરમાં આવ્યારે આનંદ થયો,
સાથે જાનૈયા જબરા લાવ્યારે. આનંદ થયો
અમે કુળવંતા કૌરવ સારારે આનંદ થયો
મોટા કામ અમે કરનારા રે, „
જાદવનો અભિમાન ભાગ્યોરે, „
કૌરવનો વર હોંશથી માગ્યોરે „
અમને બળભદ્રને કૃષ્ણ નમશેરે, „
અમ સંગે બેશીને જમશેરે, „
અમે મોટાંનો આશરો લીધોરે, „
તેમણે મનખો સુધારીને લીધોરે, „
એતો ગાયો ચરાવીને ફરતારે, „
વન વગડામાં જઇને રખડતારે, „
હવે અમથી સંબંધ સાંધ્યોરે, „
તેમને હર્ષ ઘણેરો વાધ્યોરે, „

( આ તરફ જાદવ કુળની સ્ત્રીયો ગાય છે )

ગરબી.

શાણે રીસાવો છો છબીલડા, ઝરમરીયા ઝાલા, એ રાગ,

જોઈ તમારી જાતને ફુલોછો શાણે
યાદ કરો તમારી વાતને, „

મછ ગંધાનો પરીવાર છે, ,,
ઢીમર જાનનો વિસ્તાર છે, ,,
આગળની વાત ભુલી ગયા, ,,
અભિમાનેથી મોટા થયા, ,,
રાજા થયા તેમાં શું થયું ,,
જાતનું ભાન વિસરાઇ ગયું ,,
જાદવથી હવે શોભશો, ,,
આથી તમે તો મોટા થશો, ,,
કોણ આપે તમને દીકરી, ,,
બળદેવજીએ મોટી ભુલ કરી, ,,

( આ પ્રમાણે બન્યો પક્ષની સ્ત્રીયો ગાયન કરી રહે છે પછી)

બળદેવજી—( દુર્યોધન પ્રત્યે ) હે રાજન ! આપને માટે ઉતારાની સોઈ ( સગવડ ) કરી મુકી છે માટે જાન સહ વર્તમાન તે ઉતારે જવાને ધ્યાનમાં લેશો.

દુર્યોધન—બહુ સારૂ હવે અમે ઉતારે જઇએ છીએ કેમકે રસ્તાની મુસાફરીથી અમને પરીશ્રમ પણ થયો છે.

શ્રીકૃષ્ણ—વ્યાજબી છે, રસ્તાની મુસાફરીથી એમજ થાય છે માટે હવે એ દીવસ વિશ્રાંતી લ્યો.

( સભા ઉભી થાય છે, કૌરવ અને તેમના તરફનું સ્ત્રી મંડલ વીગેરે જાનીવાસામાં જાય છે. )

---

## પ્રવેશ ૧૦ મો
### સ્થળ દ્વારીકાં બાહેર છુપી જગો.

પાત્ર. ગટોત્કચ્છ—અભિમુન્ય

ગટોત્કચ્છ—( અભિમુન્ય પ્રત્યે ) ભાઇ? બસ અહિયાંજ આપણે અટકીજાઓ, આપણે દ્વારીકાં નગરમાં જવાનુ કામ નથી,

અભિમુન્ય—એમ કેમ વારૂ !

ગટોત્કચ્છ—આપણે અહિયાં આવ્યાછિએ એમ કોઇ પણ જાણે નહી. એવી ગોઠવણી કરવાની છે.

અભિમુન્ય—તો પછી આપણે અહિયાં આ દ્વારીકાં બાહેર કયાં મુકામ કરીશું ?

ગટોત્કચ્છે—આ પાસેના બાગમાં વિસ્તાર વાળુ ભોંયરૂ છે ત્યાં ચાલો

અભિમુન્ય—શું આ રથ પણ ગુપ્ત જગોમાં આવી શકશો કે

ઘટોત્કચ્છ—એતો કર્તિમ રથ છે, એમાંથી પંદર રાક્ષસો હમણાંજ તયાર થશે

( એમ કહીને તે રથ ઉપર એ હાથ થાપડે છે એટલામાં પંદર રાક્ષસો ઉત્પન્ન થાય છે. અને રથ ગેબ થઇ જાય છે)

અભિમુન્ય—અહાહાહા ! ભાઇ ! આતો મ્હોટું આશ્ચર્ય !

ઘટોત્કચ્છ—હવે આ બાગમાં મારી સાથે ચાલો.

( ઘટોત્કચ્છ અને અભિમુન્યુ. તથા રાક્ષસો સાથે ઘટોત્કચ્છ બાગમાં પ્રવેશ કરે છે. પછી ભોયરાના મુખ આગળ મોહોટી શીલા ઉઠાવીને તેમાં ઉતરી પડે છે; તેમાં જતાંજ )

અભિમુન્ય—(ઘટોત્કચ્છ પ્રત્યે) હે ભાઈ! આ છુપી જગોમાં નિવાસ કરવાથી ઇંદ્ર પણ જાણી શકે તેમ નથી.

ઘટોત્કચ્છ—એટલા માટેજ મ્હેં આ ઘાટ રચ્યો છે;—

અભિમુન્ય—ઠીક, ઠીક, પણ આપણે ખાવા પીવાને માટે વાસણ કુસણ, સામાન સરન્જામ, પલંગ, વીગેરે અહિયાં નથી જણાતું.

ઘટોત્કચ્છ—( રાક્ષસોના સામે ઇશારો કર્યો એટલે તમામ રાક્ષસ ગેબ થઈ ગયા—પછી થોડીકવારમાં તે તમામ રાક્ષસોએ ચાંદીના તથા સોનાના ટાટ, ખુરસીયો, પલંગ, ગોદડાં ગાદી, તકીયા, તથા રોશ્નાઈ માટે કાચની શમેદાનીયો, તથા લાકડાં, અન્ન, ધાન, વીગેરે ક્ષણ માત્રમાં તે ભોયરામાં ગોઠવી દીધું,—એક માયાવી બ્રાહ્મણ તયાર થયો. તે પાક (રસોઇ) કરવામાં નિમાયો, આ તમામ જોઇને)

અભિમુન્ય—વાહ વાહ, ભાઈ, વાહ વાહ, તારા પ્રતાપથી સુખની તો શીમાજ નથી.

ઘટોત્કચ્છ—ભાઈ ! આપણે દુખી શા માટે થઇએ ! આપણને શી ખોટ છે !

અભિમુન્ય—મને ખાત્રી છે કે તું જે ધારીશ તે કામ કર્યા વિના રહેવાનો નથી.

( એટલામાં એક રાક્ષસ આવ્યો અને ઘટોત્કચ્છને માથુ નમાવીને ઉભો રહ્યો. )

ઘટોત્કચ્છ—( રાક્ષસ પ્રત્યે ) કેમ ! કાંઈ ખબર લાવ્યો કે !

અભિમુન્ય—દ્વારીકામાંથી બળદેવજીના નાના ભાઇ શ્રીકૃસ્ન આ ભોંયરામાં એકદમ આવતા હતા, પણ મ્હે તેને પેસવા દીધો

નહી, તે દ્વાર આગળ ઉભા રહ્યા છે આપની પરવાનગી વગર મ્હે આવવા દીધા નથી. માટે આપની કેવી આજ્ઞા છે

ઘટોત્કચ્છ—એમને તો આવવાદો.

( શ્રી કૃષ્ણચંદ્રને લાવવા રાક્ષસ પાછો જાય છે. )

અભિમુન્ય—( ઘટોત્કચ્છ પ્રત્યે ) ભાઈ! મારા મામા અહિયાં આવે છે, હાંકે!

ઘટોત્કચ્છ—ઘણીજ ખુશીની વાત છે; કૃષ્ણ પ્રભુ શું કહે છે તે સઘળુ જણાશે.

( એટલામાં શ્રી કૃષ્ણ આવે છે તેમને જોઇને ઘટોત્કચ્છ અને અભિમુન્ય એ બન્યો તેમના ચરણમાં દંડવત પ્રણામ કરે છે પછી બાજુએ મર્યાદા પુર્વક ઉભા રહે છે. )

ઘટોત્કચ્છ—( કૃષ્ણ પ્રત્યે ) માહારાજ! આપ આ ગાદી ઉપર પધારો, આ શેવકો ઉપર આપે કૃપા કરી કે જેથી આનંદ થાય છે, શી આજ્ઞા છે તે ફરમાવો.

શ્રીકૃષ્ણ—તમે કોઇ પ્રકારની ચિંતા કરશો નહી, બળભદ્રજીએ વીવાહ ફેરવીને કૌરવોને ત્યાં કર્યો છે એમાં તેમ ન થવા દેવાને મેં ઘણું કહ્યું હતું પણ તેમણે માન્યું નહતું, તેથી હું પણ કૌરવ પક્ષ તરફ રાજી નથી, અભિમુન્યને આડે રસ્તે ચઢાવીને હેડંબાવનમાં જવા દેવામાં માહારી રચના હતી તમે બન્યોનું યુદ્ધ થયું પછી છેવટે તમે પરસ્પર મળ્યા અને ભાઇયોનો સંબંધ જણાયો, તેથી અભિમુન્યની કુમકે તું અહિ સુધી આવ્યો છે એ બધી યુક્તી મેં રચી છે, હવે જે જે તમે કામ કરશો તેમાં તમને હરકત નહી આવે; એટલાજ માટે હું તમને આગળથી મળવા સારૂ આવ્યો છું, અને કહું છું કે તમે તમારા કાર્યમાં ફાવી જશો.

ઘટોત્કચ્છ—( માથુ નમાવીને ) હે પ્રભુ! આપના આશિર્વાદથીજ કામ સફળ થશે, આપ સાહાય થશો તોજ સુધરશે,

શ્રીકૃષ્ણ—તેની ચિંતા ન કરો, સર્વે સારા વાનાં થશે પણ ઘણું સારૂ થયું કે તું અહિંયાં આવ્યો, તારૂ પરાક્રમ અગાધ છે, એ વીશે મને પુરેપુરી ખાત્રી છે.

ઘટોત્કચ્છ—હે પ્રભુ! એ સઘળો આપનો પ્રતાપ.

શ્રીકૃષ્ણ—( અભિમુન્ય ) કેમ ભાણાભાઇ! શા માટે મૌન થઇને બેસી રહ્યો છું!

અભિમુન્ય—હે મામા ! આપ મુરબ્બી છો, મને શાની ચિંતા હોય ! આ બાબત મારે શું કહેવાનું છે ! બધી ફીકર આપને છે; હમણાં તો મારા ભાઇ ઘટોત્કચ્છની સલાહથી હું ચાલુ છું.

શ્રીકૃષ્ણ—ભાણાભાઇ ! ઘટોત્કચ્છનો અભિપ્રાય જે તે વખતે યોગ્ય છે એમ તું માની લે છે.

અભિમુન્ય—હે મામા, આપની આજ્ઞા માથે ચઢાવુંછું.

શ્રીકૃષ્ણ—( ઘટોત્કચ્છ પ્રત્યે ) હે ઘટોત્કચ્છ ! હું તને વિશેષ બીજી વાત કહેવા ધારૂ છું તાહારે કબુલ કરવુ પડશે.

ઘટોત્કચ્છ—ફરમાવો મેહેરબાન !

શ્રીકૃષ્ણ—સોળ હજાર સ્ત્રીયો અને અષ્ટ પટરાણીયો જે માહારી છે તે માહારા અવાસમાં જ્યાં જ્યાં રહે છે તે અવાસનું તું નામ દેતો નહી, અને તે અવાસમાં પગ પણ મુકતો નહી કેમકે તારી માયાવી વિચિત્ર વિદ્યાથી સઘળી સ્ત્રીયો ભય પામ્યા વિના રહે નહી; માટે આ બાબત તું ખૂબ ધ્યાનમાં રાખજે.

ઘટોત્કચ્છ—હે પ્રભુ ! હું એવો છેક અવિચારી નથી. આપની આજ્ઞા માથે ચઢાવું છું.

શ્રીકૃષ્ણ—તથાસ્તુ, હવે તુ તારે જે કરવું હોય તે પ્રપંચ બાજી કૌરવોમાં કરજે.

ઘટોત્કચ્છ—આજ્ઞા માથે ચઢાવું છું.

શ્રીકૃષ્ણ—હવે હું જાઉંછું.

ઘટોત્કચ્છ—શેવક જેવું કામ ફરમાવજો.

( શ્રીકૃષ્ણ ભગવાન તે ભોયરામાંથી બાહેર નીકળી પડે છે. તેમને દ્વાર સુધી મુકવાને ઘટોત્કચ્છ તથા અભિમુન્ય બન્યો આવે છે કૃષ્ણ ચાલ્યા જાય છે પછી )

ઘટોત્કચ્છ—(અભિમુન્ય પ્રત્યે) કેમ ભાઇ ! હવે તમે આ બગના ભોયરામાં નિશ્ચિંતથી રહો, તમારા રક્ષણ માટે રાક્ષસોને રાખ્યા છે, હવે હું દ્વારીકામાં જે કંઇ હું જોવા ધારૂ છું તે જોઇને તારી પાસે રાત્રે આવીશ,

અભિમન્યુ— **ઠુમરી.**

મોહન રસીયા આયે બગીચામે.

એ રાગ.

જાઓ ભલે તમે જોઇને આવો.
ફિકર ન કરશો મ્હારી, એ ભ્રાતા, —જાઓ
તું એકલો ત્યાં જાય છે માટે.
ચિંતા રહે છે ત્હારી ઓ ભ્રાતા. —જાઓ
મુજ માટે ત્હેં લીધી છે મહેનત.
શું કરૂં તુજને ઉચારી હો ભ્રાતા. —જાઓ
ભ્રાત તણો ત્હેં ધર્મ સાચવ્યો.
સત્ય કહુછું ધારી ઓ ભ્રાતા. —જાઓ.

ઘટોત્કચ્છ— **દોહરો.**

ભીડ વખત નિજ ભ્રાત જે, આવે નહિ તે કામ.
શત્રુસમ તે જાણવા, સત્ય કહુ ગુણધામ.

હે ભાઈ! હવે હું જાઉંછું—મને આવતા વાર નહિ લાગે.

અભિમન્યુ—ભલે વેહલા પધારજો.

ઘટોત્કચ્છ—બહુ સારૂ.

( ઘટોત્કચ્છ જાય છે. )

**પહેલો અંક સમાપ્ત.**



# અંક ૨ જો

## પ્રવેશ ૧ લો

### "સ્થળ દ્વારીકામાં સરીયામ રાજમાર્ગ."

પાત્ર, શિવરામ, જીવરાંમ હરીરાંમ, વીગેરે.

શિવરાંમ—અલ્યા જીવરાંમા મારૂ એટુ ઉધુ વેતરાયુ ઉધુ?

જીવરાંમ,—હા યાર એમજ થયું છે.

હરીરામ—અલ્યા શિવરામ? પેલા દુર્યોધનનો છોકરોતો જાંબુડાને પણ હરાવી નાંખે એવા કાળોમેશ જેવો છે.

શીવરામ—હા, એ વાત ખરી છે, પણ નશીબનુ પાંદડુ જોવાનુ છે; જુવોને સુરેખા કાચની પુતળી જેવી રત્નના ગર્ભ માફક રૂપાળી છે, અને પેલો લખમણોતો બાવળના ઘડ જેવો છે; અરેરે, બલદેવજીને આહાવું કયાંથી સુઝયુ.

હરીરાંમ—પેલા અરજુનનો પુત્ર અભિમન્ય ઇંદ્રના જેવો રૂપાળો છે તેની સાથે પ્રથમ વિવાહ કરેલો બળદેવજીએજ ફોક કર્યો છે, ભલા એમ કરવાનું કાંઇ કારણ સમઝાયું નહી.

શીવરામ—કારણ ઉઘાડુજ દેખાય છે: પાંડવો રાજ તજયા, વનવાસ ગયા, અને અભિમન્ય નિરાધાર જેવો વીદુરજીને ઘેર પડી રેહે છે પછી એ ગરીબનો કોણ ભાવ પુછે!

હરીરાંમ—હા, ભાઇ હા, દુનિયાં એવીજ છે. જે ધનવાન હોય તેનો ભાવ પુછે, નિર્ધન ભાઇ હોય તો તેનો ભાઈ છતાં સગો થાય નહી.

શીવરાંમ—સાબાશ, સાબાશ, હવે તો તું સાચુ બોલ્યો.

હરીરાંમ—પણ અલ્યા ઓહ! શ્રીકૃષ્ણ ભગવાંન તો પાંડવના પક્ષના છે, અને તેમની બત્રીજી કૌરવ ભણી જશે તેથી કૃષ્ણ માહારાજનું મન ખુશી નહી હોય કેમ ખરૂ કે નહી!

શિવરાંમ—અભિમુન્ય સાથેનો વિવાહ ભાગ્યો છતાં કૃષ્ણ માહારાજને રીસ ચઢી નથી પણ મોટા ભાઇને ખોટુ ન લાગે એટલા માટે કમર બાંધીને તેમના કામમાં સાંમેલ રહે છે, પણ કોણ જાણે કે છેવટ તોલો ઉતરશે કે તોલી.

હરીરાંમ—હા ભાઈ, કૃષ્ણના મનની વાત કોઇ પણ જાંણી શકયુ નથી, એનો માંહ્યનો માંહ્ય અને બાહારનો બાહાર.

શિવરામ—અલ્યા: એ ધારે તો ઢીંચણમાંથી પગ ભાગી નાંખે સમજયો કે! પણ કોઇને ખબર પડે નહી.

હરીરામ—અલ્યા, ગમે તેમ હોય પણ મને તો અભિમુન્ય માટે દયા આવે છે, અરેરે એ વીરપુરૂષના હાથથી આ દેવાંગના જેવી કન્યા કાગડાના હાથમાં જાય છે; પણ શું તે કૃષ્ણનું અજાણ્યું હશે!

શિવરામ—અજાણ્યું તો હોયજ નહી; પણ એનો ઘાટ કેવો હશે તે તો મહાયોગી પુરૂષ હોય એજ જાણે આપણા જેવા લાડુ ભટ શું જાણે!

હરીરામ—ચાલો ઠીક છે, આપડે તો તમાસો જોવાનો છે હજુ ચાર દીવસની વાર છે ત્યાં સુધી કૌરવની જાન દ્વારકામાં હરશે ફરશે અને મોજ કરશે પછી શું થાય છે તે જણાશે.

શિવરામ—અલ્યાભાઈ! પરણવા આવ્યા છે તે કાંઈ પાછા જવાના છે!

હરીરામ—એતું કાંઇ મનાય નહી; પણ કોણ જાણે પરણે પણ ખરા,

શિવરામ—ચાલો ચાલો, ઘેર જઇએ, ઘરમાં ભટાણી વાટ જોઇ રહી હશે.

હરીરામ—હા યાર, મારે પણ ઉતાવળ બહુ છે.

( બધા પોત પોતાને ઘેર જાય છે. )

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ બાગમાં ગુપ્ત ભોંયરૂ.

પાત્ર, ઘટોત્કચ્છ, અભિમુન્ય,

અભિમુન્ય—( ઘટોત્કચ્છ પ્રત્યે ) કેમ ભાઇ! આવી પોહોચ્યો કે!

ઘટોત્કચ્છ—હા, તમામ જગોએ વેશ બદલી બદલીને હું ફર્યો છું.

અભિમુન્ય—અહાહા, સાબાશ, શી રીતે કર્યું; !

ઘટોત્કચ્છ—દ્વારકાના દરવાજામાં પ્રવેશ કરતાંજ એક યાદવને મ્હેં દીઠો, યાદવ લોકોનો પહેરવેશ કેવો છે. એ નિર્ણય કરીને મ્હેં યાદવનો વેશ ધારણ કર્યો, પછી હું નગરમાં ગયો, પછી તે જાદવને હું મળ્યો, તેને મ્હેં પુછયુ કે હે ભાઈ! તમે કોણ છો! ત્યારે તેણે ઉત્તર આપ્યો કે હું શ્રી કૃષ્ણ ભગવાનનો દાસ જાદવ છું, એમ કહીને તથા મને જાદવ જાણીને તેણે આવકાર દીધો, મ્હેં પુછયું

કે હે ભાઇ! કૌરવ વેહેવાઈ ક્યારે આવ્યા છે! તેમણે કહ્યું કે તે ગઈ કાલેજ આવ્યા છે, પછી મ્હેં કહ્યું કે હે ભાઇ! તે વેહેવાઇને જોવાની ઇચ્છા છે તેમજ તેમની જોડે કર્ણ, દુશાસન, શકુની, તથા ભિષ્મ પિતા વિગેરે જે યોદ્ધા છે તેમને પણ માહારે જોવા છે, માટે કૃપા કરીને મને બતાવો તો મોટી મેહેરબાની,—આ પ્રમાણે તે જાદવે મારૂ વચન સાંભળીને તે કૌરવ સભામાં જ્યાં જાની વાસો હતો ત્યાં મને લઇ ગયો.

અભિમુન્ય—સાબાશ, સાબાશ, ઠીક છે, પછી કેમ થયું!

ઘટોત્કચ્છ—જે જાદવ મારી સાથે હતો તેણે મને તેમની સભામાં પ્રવેશ કરાવ્યો, તે વખતે તે જાદવે દુર્યોધન આદીક તમામને ઓળખાવ્યા, પછી હું ત્યાંથી ઉઠયો,—પેલા જાદવથી હું છુટો થયો, ત્યારપછી મ્હેં વિચાર કર્યો કે તે કૌરવની સ્ત્રીયોને ઓળખવી જોઇએ, એમ નિશ્ચય કરીને એકાન્ત રસ્તામાં હું ઉભો રહ્યો હતો, એટલામાં એક જાદવની સ્ત્રી કૌરવોની સ્ત્રી મંડલને મળવાને માટે જતી હતી, એવું મને જણાયું; તેથી મ્હેં પણ જાદવની સ્ત્રીનું સ્વરૂપ ધારણ કર્યું, અને તે સ્ત્રીને હું મળ્યો, તે જાદવની સ્ત્રીએ મને ઘણો આવકાર આપ્યો અને કહેવા લાગી કે બ્હેન! તમે ક્યાં જાઓ છો! ત્યારે મ્હેં કહ્યું કે—કૌરવોની સ્ત્રી મંડલમાં તમે જતાં હોવતો મને પણ લઇ જાઓ, મારે શ્રી બળદેવજીની વેહેવાણ્યોને જોવી છે, આ પ્રકારે મારી હકીકત સાંભળીને તે જાદવની સ્ત્રી બોલી કે ચાલો બ્હેન મારી સાથે, આ પ્રમાણે વાતચિત કરતાં કરતાં કૌરવની સ્ત્રી મંડલમાં હું સ્ત્રી વેશથી જઇ પોહોચ્યો, ત્યાં દુર્યોધનની રાણી ભાનુમતિ, તથા કરણની સ્ત્રી, સુમતિ, તેમજ ભુરીશ્રવા અને ભગદત, દુશાશન, શકુની, અને જયદ્રથ વીગેરે તમામની સ્ત્રીયોને જોઇને મારી સાથે જે જાદવની સ્ત્રી હતી તેની જોડે ત્યાંથી અમે બાહેર નીકળી પડયા.

અભિમુન્ય—રંગ, રંગ, સાબાશ, ઘટોત્કચ્છ! ભાઇ! આ કામ કરવામાં ત્હેં બિલકુલ મણા રાખી નથી.

ઘટોત્કચ્છ—પછી મ્હેં શું કર્યું તે હું કહું છું તે સાંભળ:—જે વખ-

તે કૌરવોની સ્ત્રીયોને જોઇને હું બાહેર નીકળ્યો તે વખતે દુર્યોધનની સ્ત્રી ભાનુમતિની એક દાસીને મ્હેં નજરે દીઠી, તે દાશી ઘણી વિચિક્ષણ અને ચતુર હતી, તે દાશી હરવખતે બળભદ્રને ઘેર જાદવની સ્ત્રીયો પાસે જતી હોય એમ મને જણાયું, તેથી તે દાશીના જેવું તાદ્રશ રૂપ ધારણ કરીને બળદેવને ઘેર હું ગયો,—બળદેવની વહુ રોહિણીએ દુર્યોધનની રાણીની દાશી છે એમ નક્કી કરીને મને આવકાર આપ્યો મને પોતાની પાસે બેસાડી, ને પુછ્યું કે જે જોઇએ તે મંગાવી લેજો પછી મ્હેં કહ્યું કે રાણીએ મને એટલા સારૂ મોકલી છે કે, સુરેખા કેવાં છે તે નજરે જોઇને આવજે—આ પ્રમાણે મારૂ વચન સાંભળીને રોહણીએ સુરેખાને બોલાવીને મારી પાસે બેસાડી, મ્હેં સુરેખાને નખથી શીખ સુધી જોઇ લીધી, હે ભાઈ તે સુરેખાનું સ્વરૂપ કેવળ ઉર્વશી કે રંભા જેવું છે, મ્હેં વિચાર કર્યો કે અહાહા, આ સુરેખા તો મારો ભાઇ અભિમુન્યનેજ લાયક છે; આ પ્રમાણે વિચાર કરીને હું ઉઠયો, ઉઠતી વખતે રોહણી બાઇએ છાબમાં મિઠાઈ મેવા, ફળ, ઇત્યાદિક ગોઠવીને મને આપ્યું. તે લઇને હે ભાઈ! હું આ તરફ આવી પોહોચ્યો છું.

અભિમુન્ય—કામ ચોકસ કરીને આવ્યા છો, એમાં કંઇજ શક નથી;

ઘટોત્કચ્છ—હજુ ચોકસ કામ કરવાનું તો બહુજ બાકી છે, આતો પેહેલુ પગથીયુ તપાસનું છે, મને મામા શુકની ઉપર ઘણો ક્રોધ છે, રાજસૂય યજ્ઞમાં દુર્યોધન અને મામા શકુનીએ આપણો દ્રવ્ય ઉઠાવ્યો છે; માટે તેનો બદલો માહારે વાળવાનો છે.

અભિમુન્ય—એ લોકોને દ્રવ્યથી ખાલી કરવાનો શો ઉપાય કરશો!

ઘટોત્કચ્છ—ભાઈ! હવેજ મઝા આવવાની છે; તું બેઠો બેઠો તમાસો જોયાં કર, આ બાગની પાસેના મોટા મેદાનમાંજ હું મોટો વેપારી બનવાનો છું, જે વૈભવ શ્રી બળભદ્ર કે વીષ્ણુ પાસે નથી, તથા દુર્યોધનના આખા રાજમાં નથી તેવો વૈભવ અને મારી ઐશ્વર્યતા, છટા, બળ, ડાપણ, તેજ, એ તમામ બતાવવાનો છું હું મોટો

નામાકિત વેપારી બનવાનો છું હજારો હાથી, ઘોડા, ઉંટ, મોટા કદવાળા, પ્રચંડ અને દેખાવમાં ભવ્ય એવા પ્રગટ કરવાનો છું, જુવો પછી શું થાય છે.

અભિમુન્ય—વાહ વાહ, ત્યારે તો કૈરવોના મન ચલિત થશે અને ખરીદ પણ કરશે.

ઘટોત્કચ્છ—જાઉંછું શું થાય છે, હવે હું એજ કામને માટે જાઉં છું; આવતી કાલે રાત્રે હું મળીશ, હરવખતે આવતો રહીશ.

અભિમુન્ય—ભલે સીધાવો.

( ઘટોત્કચ્છ જાય છે. )

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—દ્વારામતિમાં બળભદ્રજીનો અવાસ.

પાત્ર, બળભદ્ર, શ્રીકૃષ્ણ ભગવાન, રેવતી, સાત્વકી સેનાપતિ—ચંદ્રચુડ યાદવ,

( સાત્વકી નામનો સેનાપતિ સભામાં પ્રવેશ કરે છે તે નવિન ખબર આપવા આવ્યો )

સાત્વકી—( બળદેવજી પ્રત્યે ) માહારાજ ! આ દ્વારીકાના બાગોળમાં હાથી, ઘોડાં, અને ઉંટનો મોટો વ્યાપારી આવ્યો છે; અ-હાહા, તેની સમૃદ્ધિ જોઇને હુતો હબક ખાઇ ગયો.

બળભદ્ર—હેં; એવો કોણ છે !

સાત્વકી—હે માહારાજ ! હું વિશેષ શું કહું ! એકેક હાથી એકેક થી ચઢિયાતા છે, તે હાથીને નકુર સોનાની સાંકળયોથી બાંધેલા છે. એવા હજાર હાથી છે. તે હાથીનું રક્ષણ કર-નાર મહાવતોના અંગ ઉપગ લાખ લાખ રૂપીયાના દાગી-ના, મોતીના કંઠા, તથા હીરાની માળાઓ છે, તેવા એક હજાર મહાવતો છે, કૈરવની જાનમાં જે હાથી આવ્યા છે તે હાથી આ વેપારીના હાથી આગળ કદમાં બહુ નીચા અને દુર્બળા છે, તે વેપારીના ઉંટની ઉંચાઇ અત્રેના હા-થીની ઉંચાઇ પ્રમાણે છે.

હે મહારાજ ! વિશેષ શું કહું ! તે વેપારીનો જે તંબુ છે તે તંબુની કીમ્મત કરવા જઇએ તો બે સુમાર દોલતનો હીસાબ થાય તેમ છે, તે તંબુ કેવળ બરગચ્છીનો અને કાળા મુખમલ ઉપર સો-

નેરી ગુફાનો અધીક વિસ્તારવાળો આકાશને ભેદી નાખે તેવો છે; તે તંબુની ચારે બાજુ મોટા મોટા મોતીના દાણાની ઝાલરો લગાવી દીધી છે, ઠેર ઠેર લીલા રંગના વાવટા ફરફરી રહ્યા છે, તેના અનુચરો ખુલ્લી તલવાર હાથમાં રાખીને રક્ષણને માટે આમ તેમ આંટા મારી રહ્યા છે;

બળભદ્રજી—( શ્રીકૃષ્ણ સામે નજર કરીને તથા પ્રફુલ થઇને ) અહાહા ભાઈ! કૌરવકુળમાં રાજપુત્ર સાથે સુરેખાનો વીવેશાળમાં તે રાજાનું નામ સાંભળીને વેપારી પણ અહિયાં આવી પોહોચ્યો છે; જુવો એ પણ મને શોભા છે;

શ્રીકૃષ્ણ—( મનમાં વિચાર કર્યો કે તે વેપારી પાસેથી કૌરવો માલ ખરીદ કરે એવો વળ ચઢાવું તો ઠીક એમ ધારીને ) હે ભાઈ! એ વેપારી નશીબનો ફુટેલો છે, માટેજ અહિયાં આવ્યો છે, કેમકે તેની પાસેથી જાનવર કોણ ખરીદ કરે તેમ છે! તેનો ફેરો વ્રથા જવાનો છે; હું તમારા વેહેવાઈને ક્યાં ઓળખતો નથી! તે કેવળ કંજુસ અને નાદાર છે: શરીરની ચામડી તુટેતો બેહેતર છે પણ એક બદામ ખરચ કરે તેવો નથી; તો પછી આ વેપારી અહિંયાં આવીને શું લ્હાણુ લેવાનો છે!

બળદેવજી—(મનમાં રીસ ચઢવાથી) શું તમે મારા વેહેવાઇને કંજુસ ધારો છો! તમારા વિચાર તેને માટે જ્યારે એવા છે તો હુંજ તે મમત ઉપર કૌરવોથી વેપારી પાસેથી માલ ખરીદ કરાવું. (એમ કહીને ઉભો થવા જાય છે એટલે શ્રીકૃષ્ણ ભગવાન બળદેવજીનો હાથ પકડીને કહે છે.)

શ્રીકૃષ્ણ—હે ભાઈ! તમે કૌરવ પાસે જવાનો વિચાર માંડી વાળો તો ઠીક, કેમકે તમારૂ બોલવું તમારી પાસે રહી જશે, કૃપણનો સ્વભાવ હોય તે કદી પણ પલટાતો નથી. અને છેવટે તમે માન ભંગ થશો.

બળદેવજી—અરે ભાઇ! તું પાંડવના પક્ષમાં છે, તેથી તને કૌરવોની સત્તા ઉપર અને તેમનાથી મ્હેં સંબંધ સાંધ્યો છે તેથી તને અદેખાઇ આવે છે; પણ હું તારા મમત ઉપરજ તમામ માલ લેવરાવું એવોછું,

શ્રીકૃષ્ણ—(બળદેવજી પ્રત્યે કહે છે.)

**હોરી શાહ કફી.**

કૃપણ ન ખરચે દામ,
યત્ન શા માટે કરો છો— કૃપણ ન ખરચે.
અનુભવ છે મને પ્રથમથી ત્હેનો,
દુર્યોધન નાદાન;
પથ્થરપર જળ કાં ધરોછો. કૃપણ ન.
રાજ લોભથી દ્રવ્ય સંગ્રહનો,
મનમાં રહ્યો છે ગુમાન;
એવામાં શિદ ડગલું ભરોછો, કૃપણ.

બળદેવજી (કૃષ્ણ પ્રત્યે ઉભા થઇને.)

આર્યા.

કૃપણ નથી દુર્યોધન, વૈભવ માટે અભિમાની ઠરશે,
એકજ વચન કહ્યાથી, ખરીદવામાં વૃતિ જરૂર કરશે—

હું બાઇ તે દુર્યોધન, યશને માટે અભિમાન રાખનારો છે, માટે જરૂર તે ખરીદ કરશે. જુવો હું ત્યાંજ જાઉછું અને જણાશે કે તે ખરીદ કરવાને સમર્થ છે કે નહીં !

( એમ કહીને બળદેવજી કૌરવ સભા તરફ જાય છે. )

જાની વાહામાં.

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ દ્વારીકામાં જાનીવાસો, કૌરવ સભા.

પાત્ર—દુર્યોધન; કર્ણ, શકુનિ; શલ્ય, દુશાસન, ભીષ્મ, દ્રોણ, જયદ્રથ, અશ્વસ્થામા, વિગેરે.

દુર્યોધન—(શકુનિ પ્રત્યે) મામા સકુનિ ! હવે માત્ર ત્રણ દીવશ વચમાં રહ્યા છે,—અષ્ટમીને દીવસે લગ્નની ધામધુમ થવાની છે;—અહાહા, બળદેવજીએ આપણી શરભરા ઉતમ રીતે કરી છે.

શકુનિ—હે. રાજન. તે બળભદ્રજી, આપની સરભરા કરે એમાં કાંઇ નવાઈ નથી, કેમકે આપણા આવવાથી તેમને મોટો ઉમળકો છે; તેમજ એક રીતનો ઉચા દરજ્જાનો લહાવો છે.

દુર્યોધન—આપણી દાશી ચંદ્રલેખા—યાદવને ઘેર ગઇ હતી, ત્યાં બળદેવજીની સ્ત્રી રોહણીને મળીને આવી. તે વખતે આ-

પણી દાશીએ સુરેખાને નીહાળીને જોઇ લીધી હતી,—તે દાશીએ સુરેખાના અદભુત સ્વરૂપનું વર્ણન કર્યું હતું; તેમાં એમ બોલી હતી કે આખા ભરતખંડમાં સુરેખા જેવું સ્વરૂપ કોઇનું પણ નથી.

શકુની—અલબત, આપણા યુવરાજનો પુર્વજન્મનો સંસ્કાર એ સુરેખા સાથેનોજ છે. એમાં કાંઇજ સક નથી.

દુર્યોધન—હે શકુની મામા ! તે બળદેવજીની મમતા આપણા ઉપર અનહદ છે.

શકુનિ—તે જાણેછેજ કે શ્રીકૃષ્ણના સરખા અર્જુન ઇત્યાદીક પાંડવો કેવળ નિર્માલ્ય છે, અને ભુજ બળથી મહા પરાક્રમિ કૌરવ વિના અત્યારે બીજુ કોણ છે ! એમ જાણીનેજ બળવાનની સાથે તેમણે સંબંધ કર્યો છે; માટે તે બળદેવજી મહા બુદ્ધિશાળી છે.

( એટલામાં ચોપદાર આવીને ખબર આપે છે કે બળદેવજી આવે છે—

દુર્યોધન—(ચોપદાર પ્રત્યે) બળભદ્ર દેવને સત્કાર સાથે અહિયાં લાવો.

( થોડીવારમાં બળદેવજી પ્રવેશ કરે છે તેમને જોઇને દુર્યોધન સુદ્ધાં કૌરવ સભા તમામ ઉભી થાય છે. અને યોગ્ય આસને બળદેવજીને બેસારીને તમામ બેસે છે પછી દુર્યોધને પુછ્યું કે, આપનુ પધારવું જે હેતુથી થયું હોય તે કામ કૃપા કરીને ફરમાવો.

બળદેવ—હે રાજન ! તમારૂં નામ સાંભળીને એક મોટો વેપારી હાથી, ઘોડા, ઉંટ વીગેરે લઇને દ્વારિકાના ભાગોળમાં આવ્યો છે, તેની સંમૃદ્ધિ જોતાં તથા તેનો ભભકો જોતાંજ ઇંદ્રિ દેવ પણ ઝાંખો પડી જાય એવો. અત્યંત લક્ષ્મીવાળો અજાયબી પમાડે તેવા ભવ્ય વાહનો લઇને પડાવ કર્યો છે, મારી સભામાં એવી વાત થઇ છે કે રાજા દુર્યોધનનું નામ સાંભળી તે આવ્યો છે. અર્થાત એ વખતે તમારાં ખુબ વખાણ થયાં—તમારા વખાણ સાંભળીને શ્રી કૃષ્ણ ભગવાન ઝાંખા પડી ગયા.

દુર્યોધન—( મુછ ઉપર હાથ નાંખતો ) એમ કે ! મને ખાત્રી છે કે અમારી સરસાઇ જ્યારે થાય ત્યારે તે વખતે શ્રી કૃષ્ણ ખુશી થાયજ નહી—વારૂ ઠીક છે, પણ તે વખતે શ્રી કૃષ્ણ કાંઇ બોલ્યા ખરાકે !

બળદેવજી—એટલું કહ્યું કે, તે વેપારી મુર્ખ છે, અહીયાં નકામો શા માટે આવ્યો હશે! આ કંજુસ અને મહા કૃપણ દુર્યોધન એક પાઇ પણ ખરચે તેમ નથી.

દુર્યોધન—પછી શું થયું!

બળદેવજી—મ્હેં કહ્યું તે ભરતખંડનો મોટો રાજા છે, તેના તમામ જાનવર તે ખરીદ કરશે, અને તમારૂ બોલ્યું તમારા મોંહોમાંજ રહેશે.

દુર્યોધન—તો પછી આપનું હવે શું કહેવું છે.

બળદેવજી—એજ કે, આપનું નામ સાંભળીને આવેલા વ્યાપારી પાસેથી તમામ માલ ખરીદ કરવો જોઇએ જેમાં મારો અને આપનો ટેક પણ રહે અને શ્રી કૃષ્ણ ભગવાન જે બોલ્યા છે તે બધુ જુઠું પડે.

દુર્યોધન—હવે આપ નિશ્ચિંતે કરીને ઘેર જાઓ, હું તે વ્યાપારી પાસેથી તમામ જાનવર વેચાણ રાખી લઉં છું.

બળદેવજી—બસ એટલાજ માટે હું અહિં આવ્યો હતો, હવે હું જાઉં છું.

દુર્યોધન—બેલાશક, પધારો, હું ત્યાંજ જવાનો છું વિલંબ થવાની નથી.

( બળદેવજી ત્યાંથી ઉઠીને જાય છે. )

અને તેમના ગયા પછી દુર્યોધન વીગેરે તેમની મંડળી દ્વારીકાં બાહાર વેપારી તરફ જવાને નીકળ્યા.

---

## પ્રવેશ ૫ મો.

**સ્થળ**—દ્વારીકાં બાહાર કૌતુકિ વેપારીની છાવણી,

**પાત્ર**—વેપારી તગા તેના માણસો-પછીથી દુર્યોધન શકુનિ કરણ, જયદ્રથ, દુરસાસન વિગેરે,

( દુર્યોધન આદીક હાથીના વેપારીની છાવણીમાં છેક નજીક આવી પોહોચેછે, તેની શોભા લેઇને )

દુર્યોધન—( શકુનિ પ્રત્યે ) શકુનિ મામા! આ કોઈ વેપારી અદભુત વૈભવ વાળો જણાય છે.

શકુનિ—હાજી! એ વાત ખરી છે, તેના તંબુ જોતાંજ મન હેરત પામે તેમ છે.

દુર્યોધન—આપણા રાજ્યમાં આહાવો તંબુ છેજ ક્યાં! અને કદી

બનાવવામાં આવે તો આખો ભંડાર ખાલી કરીયે તોપણ બનવો મુસ્કેલ.

શકુનિ—હે રાજન ! એતો શું પણ અકેક હાથીની ઉંચાઇ આપણા હાથી કરતાં દોહોડી જણાયછે જો કે આહાવા હાથી હોય તો શું બાકી રહે !

દુર્યોધન—તે હાથીનું રક્ષણ કરનાર અને દોરનાર માહવતોના અંગ ઉપર અકેક લાખ લાખ રૂપીયાનું જવાહીર નજરે પડે છે. એવા હજારથી વધારે મહાવતો દેખાય છે તો પછી આ સધળાનો ઉપરી શેઠ કે જે વેપારી છે, ને તેનો દબદબો કેવો હશે !

શકુનિ—એ પણ જોવા લાયક છે.

(એમ વાતો કરતા કરતા છેક આગળ જાય છે એટલે તે વેપારીના પેરેગીરે તેમને રોક્યા)

પેરેગીરે—(દુર્યોધન આદિકને જોઇને) તુમ કિધર જાતે હો.

દુર્યોધન—તમારા વેપારી સેઠને મળવું છે,

પેરેગીર—અચ્છા, ખડે રહો, હુકમ બિના કોઇ કીસકો અંદર જાનેકો નહી; મય ખબર દેકે આતાહું (એમ કહીને પેરેગીર વેપારી તરફ ચાલ્યો ગયો) થોડીવારમાં પાછો આવ્યો અને દુર્યોધન વિગરેને લઇને મોટા તંબુમાં લઈ ગયો, તેને જોતાંજ)

વેપારી—આવો, આવો, બેસો, આપ ક્યાંથી આવો છો !

શકુની—(વેપારી પ્રત્યે) હે શેઠજી ! આ અમારી જોડે છે તે આ ભરતખંડના મોટા રાજા છે તે કૌરવ કુળમાં સુર્ય સમાન પ્રખર તાપકારી મહા પરાક્રમી જે દુર્યોધન કહેવાય છે તે આ પોતેજ છે.

વેપારી—ઠીક ઠીક, શું કાંઇ હાથી, ઘોડા, કે ઉટ ખરીદ કરવાનો વિચાર છે !

શકુનિ—હા.

વેપારી—મને લાગતુ નથિ કે. તમે અમારા જાનવરો ખરીદ કરી શકો,—જો પાંડવો હોતતો જરૂર મારા માલની કીમ્મત થાત,—જુવો કે પાંડવમાં ભીમ છે તે હાથીની પરીક્ષા કરનાર છે, નિકુળ છે. તે અશ્વની પરીક્ષા કરનાર છે. સહદેવ છે તે સર્વ પ્રકારની વીદ્યામાં પ્રવીણ છે.—એટલુંજ

નહી પણ પાંડવ જેવી ઉદારતા પણ મ્હે કોઇ જગોએ દીઠી નથી,—મ્હે દુર્યોધનનું નામ સાંભળ્યુ છે ખરૂ. પણ તેમણે મોટા હાથી કે અશ્વ ખરીદ કર્યા હોય એમ મારા જાણવામાં આવ્યું નથી;

દુર્યોધન—તમે નવિન વેપારી હશે; માટે તમને ખબર નહિ હોય,

વેપારી—ભલે કદી એમ કહેતા હોતો આ તમામ હાથી. અને ઘોડા છે તે ખરીદ કરવા હોય તો કરો,

દુર્યોધન—દરેક હાથીની કીમ્મત શી છે?

વેપારી—તે ગજથી માપીને અપાય છે. એક ગજના પાંચહજાર રૂપીયા થાય છે;

દુર્યોધન—અહાહા? કીમત ઘણી જણાય છે. કંઇક ઓછુ કરો.

વેપારી—હું કહેતો હતો કે તમારાથી એક પણ જાનવર નહી લઇ-શકાય,

દુર્યોધન—તમામ હાથી, ઘોડા, અને ઉંટ ખરીદ કરવાનો વિચાર છે,

વેપારી—પાણી દેખીને મોજડીયો કાઢવાને મંડી જાઓ છો તો પછી તમામ જાનવર શીરીતે વોહોરી શકશો;

દુર્યોધન—એમ તે કંઈ હોય કે?

વેપારી—ત્યારે તમે કોહોની રાહ જુવો છો? જુવો હાથી અને કરો માપ,

દુર્યોધન—(શકુની તરફ નજર કરીને) મામા શકુનિ! તમેજ માપ કરો એટલે કાળજી નહી.

(શકુની દરેક હાથીનું માપ કરે છે. જેમ જેમ માપ કરે તેમ તેમ હાથી ઉંચાઇમાં વધતા જતા હતા, એકંદર હજાર હાથી હજાર ઉંટ અને હજાર ઘોડાની કીમ્મત કાગળ ઉપર ચઢાવી દીધી. જેની કીમ્મતનો આંકડો વીસ કરોડ રૂપીયાનો થયો તે જોઇને દુર્યોધન ચમકયો પછી, બોલ્યો કે એકંદર ઘણીજ રકમ થઇ ગઈ;

વેપારી—કેમ તમે તમામ જાનવર ખરીદ કર્યા કે?

દુર્યોધન—હા,

વેપારી—અમારા ચોપડામાં તમારા નામ ઉપર તમામ જાનવર કીમત સાથે નોંધ્યા છે, જેની કીમ્મત વીસ કરોડ રૂપીયા થાય છે તે લાવો,

દુર્યોધન—અમેતો વર પરણાવવા અત્રેના બળદેવજીને ઘેર આવ્યા છીએ, માટે તમે હસ્તીનાપુરમાં આવીને તે નાણું લઇ જજો.

વેપારી—ઉધારે માલ આપવાનો અમારો કદી પણ રીવાજ નથી.

દુર્યોધન—તો પછી પરદેશમાં એટલું નાણું અમારી પાસે ક્યાંથી હોય !

વેપારી—( નેત્ર ચઢાવીને ) શું તમે રાજા છો કે છેક રંક ! તમે પાંડવના પગરખાની ધુળ બરાબર પણ નથી. જો કે પાંડવમાં ધર્મ કે અર્જુન હોત તો તુરત પૈસા ગણી આપ્યા વિના રહે નહી,—તમારી પેઠે રોદડા રોવા બેશે નહી.

દુર્યોધન—( પાણી ચઢવાથી શકુની પ્રત્યે ) હે શકુનિ ! તમે દ્વારીકામાં જઇને મોટા શ્રીમંતને ત્યાં આપણું ખાતુ પાડીને તથા માગે તેટલું બ્યાજ મંડાવીને અહિંયાં તમામ રૂપીયા આપી દો, તમારા આવતા સુધી હું અહિંયાં બેઠો છું જેમ બને તેમ જલદીથી અહિંયાં આવો.

સકુનિ—જેવી આજ્ઞા—( એમ કહીને દ્વારીકામાં જાય છે ) થોડીવાર થાય છે એટલે વીસ કરોડ રૂપીયાની થેલીયો ઉપડાવીને શકુની આવે છે તે રૂપીયા બ્યાપારીને તોડાબંધ ગણીને સોંપે છે પછી )

બ્યાપારી—( દુર્યોધન રાજા પ્રત્યે ) હે રાજા ! શાહુકારીની રીત આ પ્રમાણેજ ગણાય છે. હવે કદાપી હજારો રૂપીયાનો માલ ઉધારથી મંગાવશો કીંવા લેશો તો અમે આપીશું.

દુર્યોધન—કેમ હવે તો તમારૂ મન રાજી થયુંને !

વેપારી—સારી પેઠે.

દુર્યોધન—હવે અમે આ સઘળા ઘોડા, હાથી, અને ઉંટ, દ્વારીકામાં અમારે ઉતારે લઈ જઇએ છે.

વેપારી—બેલાશક ખુશીથી લઇ જાઓ, એ તમારો માલ છે,

( દુર્યોધન શકુની ઇત્યાદિક હાથી વીગેરે તમામ જાનવર પોતાને ઉતારે લઇ જાય છે.. )

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—ગુપ્ત અવાસ બાગમાં.

પાત્ર, અભિમન્યુ, અને ઘટોત્કચ્છ—

અભિમન્યુ (સ્વગત) અહાહા ! હજુ ઘટોત્કચ્છ કેમ નહી આવ્યો હોય, શું થયું હશે ! તેણે જે વખત બતાવ્યો છે તે વખત ઉપરાંત સમય થયો છે, (એમ વિચાર કરતો ઉંચો નીચો થાય છે.)

(એટલામાં ગટોત્કચ્છ, પોતાની જોડે પચાસ રાક્ષસોના જથા સાથે ભોયરામાં પ્રવેશ કરે છે, તેને જોઇને) હે ભાઇ! હું તમારી રાહ જોતો હતો.

ગટોત્કચ્છ—કાર્ય કરી રહ્યા પછી એક ક્ષણવાર પણ ટકું એવો હું નથી.

અભિમન્યુ—અહાહા! આ થેલીયો શાંની લાવ્યા!

ગટોત્કચ્છ—દુર્યોધનને આજ ખરેખરો લુટયો છે; જો આ વીસ કરોડ રૂપીયાનો ઢગ; જોયો કે!

અભિમન્યુ—સાબાશ! સાબાશ, ત્હારા વિના આ કામ કરી શકે એવું કોઈ છેજ નહી.

ગટોત્કચ્છ—હજુ તો જોયા જેવું કરવું છે, હે ભાઇ! હવેજ ખરેખરી મઝા બતાવવાનો છું.

અભિમન્યુ—હે ભાઇ! તું જે ગમ્મત કરે છે તે મારા જોવામાં બિલકુલ આવતું નથી

ગટોત્કચ્છ—હાલમાં તમારે પ્રસિદ્ધ થવાનું કામ નથી. માટેજ હું એકલો ફરી વળીશ.

અભિમન્યુ—ઠીક ભાઇ; આપણે તો આ ગુફામાં માળા ફેરવ્યા કરીએ છીએ.

ગટોત્કચ્છ—હમણાં તો એમજ કરો, અને હું પાછો બીજો ઘાટ ઘડવા બાહેર જાઉંછું તમે સ્વસ્થ થઇને રહો હું જલદીથી અત્રે આવીશ.

અભિમન્યુ—( ગટોત્કચ્છ પ્રત્યે )

આર્યા.

તુજ વિણ હે પ્રિય સુજને, લેશ ગમે નહિ મુઝવણ બહુ થાય;<br>
તુજ મુખ જોતાં ચિતની, અનેક ચિંતા ત્રિવિધ તાપ જાય.

ગટોત્કચ્છ—પ્રિયભાઈ! તમે કહો છે તે વાત ખરી છે, તમારી મમતા મારા ઉપર અનહદ છે માટેજ એમ થાયજ પણ હાલ જે કામ કરવાનું છે તે કરવામાં સફળ થઇ શું તો પછી આપણે નિરંતર ભેગાજ છીએ—હે ભાઈ! હવે હું મારા કામે જાઉં છું.

અભિમન્યુ—ભલે, સિધાવો, વેહેલા આવજો.

( ગટોત્કચ્છ જાય છે )

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ દ્વારકામાં કૌરવનો જાનીવાસો.

પાત્ર, દુર્યોધન, કરણ, શલ્ય, મામા શકુની, જયદ્રથ,
ભિષ્મપિતા, દ્રોણાચાર્ય, દુશાસન, વિગેરે.

શકુનિ—(દુર્યોધન પ્રત્યે) હે રાજન્ ! આપણને વિસકોટી રૂપીયાનો ભારે ખાર્ચ થયો ખરો પણ જ્યારે હાથીના સાંમે દ્રષ્ટી કરીયે છીએ ત્યારે કેવળ સંતોશ થાય છે.

દુર્યોધન—આહાવા હાથી બીજે કંઈ પણ જોવામાં આવતા નથી. જે વખતે અહિથી હસ્તિનાપુર જૈશું તે વખતે સમગ્ર રાજમંડળ આ હાથીને જોશે તે વખતે તેમનાં હૃદય ચકિત થઇ જશે.

શકુનિ—અલબત, એમાં કંઇજ શક નથી.

(એટલામાં ઘણા ઝડપથી દોટ મુકતો એક દાસ આવી પોહોચે છે તેને જોઇને.)

દુર્યોધન—કેમ. કેમ ! આટલો બધો ઉતાવળો, દોડતો અને ઠોકર ખાતો આવે છે ! શું છે ! શું છે !

દાસ—ઓ માહારાજ ગજબ થયો, ગજબ થયો.

દુર્યોધન—શું થયું ! બોલી દે.

દાસ—જે હાથી અને ઘોડા તથા ઉંટ ગઇ કાલે ખરીદ કર્યાં હતા. તે સઘળાં જનાવર ચીસેચીસ પાડે છે, અને મસ્તક ધુણાવી ધુણાવીને જમીન ઉપર લાંબા પડી જાય છે.

દુર્યોધન—હેં હેં અરે તારૂ કાળુ થાય ! વળિ આ શાની આફત !

કરણ—ચાલો ચાલો, આ સન્મુખ હાથીખાનું છે, કયાં દુર છે હા ખરી વાત છે આટલો બધો સોર બકોર જનાવરોનો સંભળાય છે, અરેરે શું થયું હશે !

દુર્યોધન—( એકદમ ઉભો થઇને હાથીખાના ભણી જાય છે ને જોઇને ) અરરરરરર, આતો ચીસે ચીસો નાંખે છે.

કરણ—પણ બધાં જનાવર એકજ ઢબથી બુમો પાડે છે, હે પ્રભુ ! આનું શું કારણ હશે.

( સોર બકોરમાં સાંભળીને શ્રીકૃષ્ણ અને બળદેવજી ત્યાં આવી પોહોચે છે તેમને જોઇને )

દુર્યોધન—( કપાળ ઉપર હાથ મુકીને ) આ જોયો કે ખરીદ કરેલો માલ !

શ્રીકૃષ્ણ—હા ભાઈ, આમ અચાનક શું થયું હશે!

દુર્યોધન—( શ્રીકૃષ્ણ તથા બળદેવ સામે દ્રષ્ટી કરીને ) અરે! આતો તમામ જનાવરો મર્ણ પામ્યાં.

શ્રીકૃષ્ણ—મને લાગે છે કે, તે જનાવરોના પેટમાં અત્રેની ઘાસ તથા હવા પાણી માફક નહી હોય,—નહી તો આમ એકા એક બને નહી.

દુર્યોધન—શિવ શિવ શિવ શિવ, વીસ કરોડ રૂપીયા ઉપર પાણી ફરી વળ્યું—આ ધંધો કર્યા કરતાં રાજસુય યજ્ઞ કર્યો હોત તો તેટલું કાર્ય કરવામાં વીસ કરોડ રૂપીયામાંથી ઘણીખરી રકમ બચી જાત, અને જગતમાં મોટું નામ ગણાત, પરંતુ મોટા જોખમના ખરચમાં પડવાનું બાકી હોય તે કંઇ મિથ્યા થવાનું નથી.

વિદુષક—( દુર્યોધન પ્રત્યે ) ઓ માહારાજ! તમે મારી પાસે આવો તમારા કાંનમાં કાંઇક વાત કહું.

દુર્યોધન—( તે મસ્કરાની પાસે જઇને કાંન ધરે છે ) શુ કહો છો!

વિદુષક—( કાંન આગળ મુખ રાખીને ) ત્રણ હજાર ખાડા ખોદનારે માણસો ક્યાંથી લાવશો! અને મીઠું મીઠું સમજ્યા કે.

દુર્યોધન—( શ્રી કૃષ્ણ પ્રત્યે ) જોયું કે! આ મારા કાંનમાં વાત કહેનારો કોંણ છે! મેં ઓળખ્યો નહી.

શ્રીકૃષ્ણ—એતો અમારા જાદવ કુળમાં ટીખળ ખોર છે, આપને કાંનમાં શું કહ્યું!

દુર્યોધન—( શ્રીકૃષ્ણ પ્રત્યે ) પથરાના ભમરડા જેવી વાત કરી.

શ્રીકૃષ્ણ—કેમ, કેમ,! વારૂ.

દુર્યોધન—ખાતર ઉપર દીવેલ,—બીજુ શું હોય ( એમ કહીને કપાળે હાથ મુકે છે )

શ્રીકૃષ્ણ—( દુર્યોધનનો હાથ પકડીને ) નાના, મારા સમ શું છે.

દુર્યોધન—આ તમામ જાનવરોને દાટવા માટે ખાડા ખોદનાર માણસો જોઇએ, અને તે સઘળાંને પુરૂ પડે એટલું મીઠું જોઇએ.

શ્રીકૃષ્ણ—ઠીક છે એજ તજવીજ કરવામાં આવશે. આપ નિશ્ચિંત રહો,

બળદેવજી—લગ્નમાં આહાંવાં વિઘ્ન ક્યાંથી આવે છે. બને તેમ હાથ પીળા થઈ જાય એટલે ઠીક, આ ત્રણ હજાર જાનવરોને દટાવવાની પેરવી ઘણી કડાકુટવાળી થઈ છે, ( કૃષ્ણ ભણી

નજેર કરીને) હે ભાઇ! તમે આ જનાવરોની વ્યવસ્થા કરી નંખાવજે,–મારાથી કંઇ બનશે નહી.

શ્રીકૃષ્ણ—મોટાભાઇ! તેની કાળજી રાખશો નહી. તે સઘળુ હું કરી નંખાવુંછું. (દુર્યોધન સામે દ્રષ્ટી કરીને) હવે હું અને બળભદ્દજી જઇએ છીએ,–આપ અફસોસ થશો નહી,–એટલી વાત તો ખરી છે કે આપને મોટા ખર્ચના જોખમમાં અનાયાસ પડવું થયું છે પણ હવે તેનો ઇલાજ રહ્યો નથી,

દુર્યોધન—ઇશ્વરની ઇચ્છા, કેમ કરીયે; હવે આપ પધારો. અમે પણ ઉતારે જઇએ છે.

(તમામ છુટા થાય છે અને જાય છે.)

---

## પ્રવેશ ૮ મો

### સ્થળ. દ્વારિકામાં. શ્રી કૃષ્ણપ્રભુનો મહેલ,

પાત્ર, શ્રીકૃષ્ણ, રૂકમણી, જાંબુવંતી. વીગેરે અષ્ટપટરાંણીયો. નારદજી.— ઇત્યાદિક.

નારદજી— **ગાયન.**

કાંનડો

મન સદાનંદ પદ સજરે (૨)
અજર અમર અવિનાશિ એક રસ
આ તમકું તું સમજરે "મન સદાનંદ"
જો કછુ હે વિકાર તેરે તનમેં
વિવેક જ્ઞાનસેં તજરે.
ભવધિ તરન સુખદાયક હિતકર
પ્રભુકો હર્ષદ ભજરે—મનસદાનંદ.

શ્રીકૃષ્ણ—વાહવાહ, ધન્ય છે નારદજી તમારા સંગતથી શાંન્તીજ પ્રસરાઇ જાય છે;

નારદજી—હે માહારાજા! એ તમામ આપની કૃપા છે; હવે આજ્ઞા હોય તો કૈલાશમાં શ્રી સદાશિવ પાસે જાઉં;

શ્રીકૃષ્ણ—હે નારદજી! ભલે કૈલાશમાં પધારો, અને શંભુને મારા સાષ્ટાંગ દંડવત પ્રમાણુ કેહેજો.

નારદજી—જેવી આજ્ઞા માહારાજ (નમસ્કાર કરીને નારદજી જાય છે પછી)

શ્રીકૃષ્ણ—(રૂક્ષ્મણી પ્રત્યે) જુવો, સાંભળો, સ્વસ્થ થાઓ, જે વાત હું કહું તે બરાબર લક્ષમાં લેવા જેવી છે.

રૂક્મણી—(અષ્ટ પટરાંણી પ્રત્યે સાંન કરીને) હે પ્રભુ! આ તમામ આપની દાશીઓ એકાગ્રવૃત્તિથી આપની વાત સાંભળવાને ઇચ્છા રાખે છે.—હે પ્રભુ! આપ શું ફરમાવો છો?

શ્રીકૃષ્ણ—નગર બાહેર ફારગુ મોસાવી બજાર રચાયું છે. તે બજારમાંથી કપડાં ખરીદ કરવાને કૌરવની સઘળી સ્રીયો જે કે જાનમાં આવી છે તેઓ તે બજારમાંથી કપડાં વીગરે દાગીના વોહોરે એવો ઘાટ તમે ઘડજો; પણ તમે કોઇ ચીજ સાટે કે વેચાથી લેશો નહી, તે કૌરવની સ્રીયોને સારી પેઠે ચડાવી ફુલાવીને ત્યાં આજ લઇજાઓ. હવે હું અહિંથી ખસી જાઉછું.

રૂક્મણી—બહુ સારૂ માહારાજ; હવે એ ભેદ મારા જાણવામાં આવી ગયો, એક વખત દુર્યોધન હાથી ઘોડા વોહોરીને છેવટે છાતી પીટવા બેઠો હતો; હે પ્રભુ! આપની આજ્ઞા પ્રમાણે અમે ઘાટ ઘડીએ છીએ.

શ્રીકૃષ્ણ—બસ એટલુંજ કામ છે. હવે હું જાઉ છું.

રૂક્માણી—ભલે પધારો, મ્હે ગઈ કાલે દુર્યોધનની સ્રી ભાનુમતિને કહાવ્યું હતું કે તમે પ્રાતઃકાળમાં ચાર ઘડી દીવસ ગહે એટલે તમામ સ્રી મંડળ સાથે અમારા અવાસમાં પાન સોપારી માટે આવજો. આ પ્રમાણે મેં તેમને આગ્રહથી કહ્યું છે માટે ઘણું કરીને તે અત્રે આવતી હશે.

શ્રીકૃષ્ણ—થયું, ત્યારે તો અહિયાંજ તેમને કહીને તે બજારમાં લઇ જજો હવે હું જાઉ છું.

( શ્રીકૃષ્ણ પ્રભુ ત્યાંથી ખસી જાય છે )

( થોડીકવાર થાય છે એટલે કૌરવ પક્ષ તરફથી દુર્યોધનની રાંણી ભાનુમતિ અને બીજી સેંકડો સ્રીયો શ્રીકૃષ્ણ ભગવાનના મંદીર ભણી આવી પોહોચેછે તેમને આવેલાં જાણીને શ્રી રૂક્મણીજી સન્માન આપીને બેસારે છે. )

લક્ષ્મીજી—( ભાનુમતિ તરફ દ્રષ્ટી કરીને ) અહો ! આજ મારા આનંદનો પાર રહ્યો નથી, આપના પધારવાથી આ અવાસ પવિત્ર થયો,

ભાનુમતિ—( લક્ષ્મીજી પ્રત્યે ) તમારી મમતા અમારા ઉપર અનહદ છે માટે એમ બોલો એ તમારૂ ભુપણુ છે.

ભાનુમતી—(લક્ષ્મી પ્રત્યે) બેહેન ! આજે આપણા નગર બાહેર ફેરો-

હયો રૂપીઆના હાથીના, અને ઉમદા વસ્રો વીગેરેની નામાંકિત દેશાવરથી આવેલા વેપારીઓએ દુકાનો કાઢી છે, એ દુકાનોમાં જોવા લાયક મનને હેરત પમાડે તેવો માલ છે એમ નગરના લોકો વાતો કરે છે, જો કે ઇચ્છા હોય તો ત્યાંજ આપણે બધાંએ જઇએ.

લક્ષ્મીજી—આપણે જઇએ એમાં આપણને કોઇનો ભય નથી. પણ ભાનુમતિજી તેમના સ્વામીની આજ્ઞા વિના આપણી સાથે આવે તો તેમને મોટો ઠપકો ભોગવવો પડે, તેમની મુખમુદ્રા અને સ્વભાવ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તેમના ઉપર તેમના સ્વામીની ધાક (બીક) ઘણી હોવી જોઇએ.

ભાનુમતિ—(લક્ષ્મીજી પ્રત્યે મંદહાસથી) તમે પણ અમારી મશ્કરી કરો છો કેમ !

લક્ષ્મીજી—ના. ના. એમ તે હોય ! તમને અહીયાં બોલાંવ્યાં છે, તે શું મશ્કરી કરવા સારૂં ! તમે આ ભરતખંડમાં નામાંકિત રાજાની રાંણીછો ! અત્યારે તમારી બરોબરી કરે એવો બીજો કોઇ રાજા નથી, તમે અહીંયાં આવ્યાછો. એમ જાણીને દેશ વિદેશથી મોટા વ્યાપારી લોકોએ અહી આવીને દુકાનો માંડી છે, માટે તમારે તો ત્યાં જોવા સારૂ આવવુંજ જોઇએ.

ભાનુમતિ—એમાં શું આશ્ચર્ય છે ! મારા ધણીનું નામ જગતમાં પ્રખ્યાત છે, તેમના પરાક્રમની વાત કોઇને અજાંણી નથી અમારાં પગલાંથીજ તમારી દ્વારકાં શોભી રહી છે.

લક્ષ્મીજી—તો પછી ચાલો. આપણે તે બજારમાં જઇએ. અને ત્યાં જવા માટે તમારા સ્વામીની આજ્ઞા લેવી હોય તો લઇલ્યો.

ભાનુમતિ—અમારા ઘરમાં સેજસાજ વાત માટે આજ્ઞા લેવાનો ધારો છેજ નહી, અમે કંઇ છેક એવાં બીકણ નથી, જો કે હું સેજસાજ ન બોલું તો મારા સ્વામી મારી તબિયત સાચવવા હદથી જાદે ખુસામત કરે છે;

લક્ષ્મીજી—બરાબર કહોછો; તો પછી આજ્ઞા લેવાની જરૂરજ નથી. ચાલો આપણે જઇએ.

(કૌરવની સ્રી મંડળ અને લક્ષ્મીજી આઠ પટરાંણી સાથે કૌતુક બજાર ભણી જવા નીકળે છે.)

## પ્રવેશ ૯ મો.

### સ્થળ દ્વારીકા નગર બાહાર કૌતુકિ બજાર.

પાત્ર, લક્ષ્મીજી આદે અષ્ટ પટરાણીયો—અને કૌરવ
તરફથી ભાનુમતિ આદે જાનીવાસાની સ્ત્રીયો.
(બજારમાં પ્રવેશ કરે છે તે વખતે તેની શોભા માટે
પરસ્પર વાત કરે છે.)

ગાયન.

ગીરધારીરે—એ રાગ.

ભાનુમતિ—

મનહર દીસે આ બજાર સુખકારી.
જાણે ઈંદ્રપુરી ઉતારી,

લક્ષ્મી—

શું વિલસેરે વસ્તુ ન્યારી ન્યારી.
વિધુતસમ ચળકે ભારી,
જુવો રત્ન જડીતની માળારે.
જુવો ઉર્ણ તણા આ દુસાળારે
જુવો સુવર્ણ કેરા પ્યાલારે
બરગચ્છી તણી દીપી રહી શી શાડી.
"જાણે ઈંદ્ર" "મનહર દીસે" ૧

ભાનુ—પેરદાર દિસે ઘાઘરા મોતી સંગે, કંચુકી રત્નથી રંગે,
લક્ષ્મી—અહા. એતોરે શોભે જરૂર તવ અંગે
પુછો કિમ્મત તેની ઉમંગે,
જુવો સુર્યમણી એમાં ચળકેરે
હીરા દામણિ ધુતિ લળકેરે
એતો શોભે સરસ આ અલકેરે
ભાનું—ચાલો ત્યાં જઇને પુછિએ વિગત વિચારી.
"જાણે ઈંદ્ર" મનહર !! (૨)

(બધી સ્ત્રીયો પરસ્પર બજારની શોભાનું વર્ણન કરતાં કરતાં મધ્ય ભાગમાં જાય છે ત્યાં મુખ્ય વેપારી બેઠો હતો તેની દુકાને જઇને ઉભાં રહે છે પછી ભાનુમતી પુછે છે)

ભાનુમતિ (દુકાનદાર બ્યાપારી પ્રત્યે) ઓ સેઠજી તમે આ સુવર્ણના દાગીના અને વસ્ત્ર શા ભાવથી આપો છો, તેમજ શી કીમ્મત થાય છે

વ્યાપારી શેઠ } હે ભાઈ સાહેબા અમે ઘણા દુરદેશના રેહેનારા બ્યાપારી છીએ. અમારા તરફની સ્ત્રીયો તમારા દેશનો નવલ પોશાક અને દાગીના પેહેરવાની ઇચ્છા રાખે છે માટે અમે આ તરફનો પોશાક અને દાગીના લઇ જવાની ઇચ્છા રાખીએ છીએ, તેથી અમે તમને તમારા પોશાક સાટે આ માલ તાજો (નવો) આપીશું;

ભાનુમતિ—હે શેઠજી ! અમારા અંગ ઉપર દાગીના અને વસ્ત્ર તો જુનાં છે અને તમારો તમામ માલ નવો અને વધારે કીમ્મતનો છે, માટે એમ કરવાથી તમને પરવડશે ખરૂં કે!

શેઠ—હા, એ બાબત અમે પરવા રાખતા નથી જે વસ્તુ આપણને ગમી ગઈ તો પછી તેના માટે ગમે તેટલી કીંમત હોય તો પણ આપી શકીએ છીએ.

લક્ષ્મીજી—( ભાનુમતિના કાંનમાં ) હે રાણીજી ! આ વખતે ભુલશો નહી આ કોઈ વેપારી મુર્ખ જેવો લાગે છે, તમે તમામ સ્ત્રીયોના અંગ ઉપર દાગીના છે તેના કરતાં આ વ્યાપારી પાસે અસંખ્ય કીમતના હીરા રત્ન માણેક પન્ના અને સુવર્ણના દાગીના ધમકદાર છે, તે તમારા જુના દાગીના બદલે નવા આપે છે તેમજ જુનાં વસ્ત્ર બદલે નવાં વસ્ત્ર આપે છે, તેથી આ તક ખોશો નહી.

ભાનુમતિ—( લક્ષ્મીજી પ્રત્યે ) વ્યાજબી કહોછો ( એમ કહીને વ્યાપારી પ્રત્યે ) હે ભાઇ ! જોકે તેમજ મરજી હોય તો લ્યો અમારા સંગાર અને અમને પસંદ પડે તે દાગીના અને વસ્ત્ર લઇશું.

વ્યાપારી શેઠ—તમારી ખુશીમાં આવે તે કીમતના દાગીના અને વસ્ત્ર લઇ લ્યો. એ બાબત અમે ચિંતા રાખતા નથી;

( સઘળી કૌરવની સ્ત્રીયો પોતાનાં કપડાં તથા દાગીના વીગરે કાઢી આપીને તે વ્યાપારી પાસેથી વસ્ત્ર અને દાગીના ધારણ કરી દીધા, પછી તે બજારમાથી લક્ષ્મીજી સાથે પાછાં વળે છે વળતાં વળતાં )

લક્ષ્મીજી—( ભાનુમતિ પ્રત્યે ) વાહ વાહ, આજ તો તમારા અંગ ઉપર લાખો અને કરોડયો રૂપીયાનું જેવર શોભી રહ્યું છે અત્યારે તો ઇંદ્રાણી પણ તમારા આગળ ઝાંખી દેખાય એમાં શક નહી.

ભાનુમતિ ( મંદહાસથી ) આજ તો તમારા સહવાસથીજ પેહેલ વેહેલો લાભ મળ્યો છે.

લક્ષ્મીજી—હવે અમે અમારા અવાસે જઇએ છીએ, કૃપા કરીને ફ-
રીથી પધારજો. તમારા આવવાથી આનંદ થાય છે.
(એમ કહીને રસ્તેથી પોત પોતાના સ્થળે જાય છે.)

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ દ્વારીકામાં કૌરવોનો ઉતારો.

પાત્ર, દુર્યોધન, ભાનુમતિ, શકુની,
રાત્રીનો વખત.

દુર્યોધન—(ભાનુમતિ પ્રત્યે) કેમ છે! આજ તો તમે શ્રીકૃષ્ણને ત્યાં લક્ષ્મીજી પાસે ગયા હતા ને! તેમાં કાંઈ નવા જુની વાત સાંભળવામાં આવી કે!

ભાનુમતિ—ત્યાં જઇને અમે તમામ અત્રેની સ્ત્રીયો બેસીને પાન સોપારી ઇત્યાદીક લીધુ પછી આજ અમો જે ધંધો કર્યો છે તે સાંભળીને તમને પણ ખુશી ઉત્પન્ન થસે.

દુર્યોધન—એમ કે! શું ધંધો કર્યો.

ભાનુમતિ—તમને કાંઇ નીત્યના કરતાં ફેરફાર લાગે છે મારા અંગ ઉપર વસ્ત્ર અને દાગીના તરફ તમારી નજર જાય છે કે નહી!

દુર્યોધન—ખરી વાત—આ ચંદ્રહાર ઘણીજ કીમતનો છે, અહાહા, આ રત્નહાર કયાંથી આણ્યો! તેમજ આ કપડુ પણ ઘણુંજ ઉમદુ અને કીમ્મતી છે,—શું લક્ષ્મીજીએ આપ્યું કે!

ભાનુમતિ—લક્ષ્મીજી શું આપે; તેમના ઘરમાં આવો હાર પણ નહી હોય.

દુર્યોધન—ત્યારે શી રીતે થયું!

ભાનુમતિ—દ્વારકા નગરી બાહેર દેશ વિદેશથી આપણું નામ સાંભળીને લાખ્ખો, કરોડો રૂપીયાનો માલ લઇને વેપારી આવ્યો હતો, આ વાત લક્ષ્મીજીના સાંભળવામાં આવ્યાથી તેમના અવાસમાં તે દુકાનોની સરસાઇની હકીકત નીકળી હતી, તે ઉપરથી શ્રીકૃષ્ણ ભગવાનની અષ્ટ પટરાણીયો અને અમે સવાસો સ્ત્રીયો હતી તે તમામ તે બજારમાં ગઇયો, તે વેપારીને ત્યાં તપાસ કરતાં; મનને હેરત પમાડે તેવો માલ જોવામાં આવ્યો, તેને પુછતાં ઉતર આવ્યો કે જુનાં દાગીના અને કપડાં અમને આપો, અને આ નવા દાગીના અને કપડાં લઈ જાઓ, અમારે કિમ્મતના રૂપી-

થા લેવાના નથી આ ઉપરથી મેં અને લક્ષ્મીજીએ વિચાર કર્યો કે આ વેપારી કોઇ મુર્ખ જણાય છે માટે આ વખતે આપણને મળેલો લાભ તથા તક ખોઈશું તો ફરીથી વખત નહી મળે એમ જાણીને અમે સવાસો સ્ત્રીઓએ મન માન્યા દાગીના અને વસ્ત્ર લઇને અમારાં જુનાં વસ્ત્ર તથા દાગીના વીગેરે તેને આપી દીધા એક વાલની વીંટી સરખી પણ અમે બદલાવી નાંખી છે; કહો અમારી ઉસ્તાદી કેવી છે, તમે ગમે, તેટલા ચતુર પણ હાથી ઉંટ વીગરે જ્યારથી તમે વોહોર્યુ ત્યારથી તમારી હુશીયારી જણાઇ આવી, જુવો અમે તો તે વેપારીની આંખમાં ધુળ નાંખીને કરોડો રૂપીયાનો અવેજ અમે લેતાં આવ્યાં છીએ.

દુર્યોધન—( મામા શુકની સાંમે દ્રષ્ટી કરીને ) કેમ મામા શકુની આ કેટલી બધી પાકી છે તે જોઇ લીધું કે !

સકુની—ત્યારે તમારી માંમી ક્યાં પાકી નથી. તે પણ સાથે આવી હશે તો તેણે પણ શરીરે ઉચકાય એટલો દાગીનો પેહેર્યો હશે.

ભાનુમતિ—અમે સ્ત્રી જાત કદી પણ છેતરાઇયે નહી,

દુર્યોધન—હશે. અમારી ભુલ થઇ તે થઇ કેમ કરીયે, હવે રાત્રી પડી છે માટે સઘળા નીદ્રા લ્યો.

ભાનુમતિ—ઠીક ત્યારે તમે પણ નિંદ્રા લ્યો અમારે તો સઘળી સ્ત્રીયોને આ ભાગ જુદો આપ્યો છે તેમાંજ સુઈ રહીયે છીએ.

( એમ કહીને ભાનુમતિ દ્વારનું કમાડ બંધ કરીને નિંદ્રા લેવા જાય છે, તેની જોડમાં મોટો ભાગ છે તેમાં દુર્યોધનાદી સઘળા સુઈ રહે છે અને દ્વારનું કમાડ વાસે છે સરાસરી અરધી રાત્ર વીતે છે તે વખતે કૌતક થાય છે.

( સ્ત્રીયોના ઓરડાંમાં સોરબકોર થાય છે મોટી ચીસો પડે છે, કુદમ કુદા થાય છે અંદર અંદર નાસભાગ થાય છે, તે સાંભળીને કૌરવમાં દુર્યોધનાદિ, સઘળા તે દ્વાર આગળ આવીને ઉભા રહે છે વધારે સોરબકોર કાને પડવાથી શ્રીકૃષ્ણ ભગવાન અને બળદેવજી તે જગોએ આવી પોહોચ્યે પછી. )

શ્રીકૃષ્ણ—( દુર્યોધન પ્રત્યે ) શું છે ! શું છે ! આ શી બાબતની કળા સોર થઇ રહ્યા છે.

દુર્યોધન—અરે મેહેરબાન ! હું શું કરૂં માથું ફોડું ! ક્યારનોએ હું કહુંછું કે તમે કમાડ ઉઘાડો, કમાડ ઉઘાડો, પણ કોઈ ઉઘાડતું નથી અને એમ કહે છે કે સાપ, વીંછી, ચંદનઘો એવું એવું શરીર ઉપરથી બનીને શળકી જાય છે.

શ્રીકૃષ્ણ—( દુર્યોધન પ્રત્યે ) તમે કમાડ આગળ જઇને ભાનુમતીને પુછો એટલે ખુલાસો મળશે.

( દુર્યોધન તેમ કરે છે )

દુર્યોધન—( કમાડ આગળ મુખ લગાવીને ) અરે તમે બુમો પાડો છો પણ કમાડતો ઉઘાડો !

ભાનુમતિ—( અંદરથી ) શું કપાળ ઉઘાડીએ ! કમાડ ઉઘાડીને ઉભાં ક્યાં રહીએ !

શકુની—( ભાનુમતિ પ્રત્યે ) અંદર શી હકીકત બની છે તે તો કહો,

ભાનુમતિ—મામાજી ! હું શું કહું ! અમારા અંગ ઉપરના જે દાગીના હતા તથા વસ્ત્ર હતા, તે સઘળાં શરીર ઉપરથી નાગ અને મોટા સર્પ બનીને સરકવા લાગ્યા, કાનમાં સોનાની વાળીયો, હતી તેના વીંછી થઈ ગયા, ભલુ થયું કે અમને ડંસ કર્યો નથી પણ સાપ વીગેરે અમારા સામે મોટી ફેણુ માંડીને બેઠેલા હતા તેથી શી રીતે ઉઘાડીએ! તે સઘળાં ઝેરી જનાવરો આમતેમ સરકી ગયાં છે પણ અમારા શરીર ઉપર વાલની વીંટી સરખી પણ રહી નથી તમામના શરીર કપડા વગરના છે, હાથે ચુડા હતા તે પણ નથી હાથ પણ રંડાયલા જેવા તમારી માફક થઇ ગયા છે, માટે અમે શી રીતે ઉઘાડીયે ! અમને વસ્ત્ર આપો તો સારૂ.

દુર્યોધન—હાય હાય, વળી આ પીડા ક્યાંથી થઇ તું કહેતી હતી કે અમે છેતરાઇએ નહી, ત્યારે કહો જોઇએ આ શું થયું !

ભાનુમતિ—તમે છેતરાયા હતા કે નહી ! તો પછી અમારી વાલ શા માટે કરો છો—હવે કપડાં પહેરવાને માટે આપો તો કમાડ ખુલ્લુ થાય.

દુર્યોધન—(બળદેવજી પ્રત્યે) હે બળદેવજી! હાલતો કપડાં તમારે આપવાં પડશે.

બળદેવજી—(શ્રીકૃષ્ણ પ્રત્યે) હે ભાઈ વસ્ત્ર કાઢી આપો તો સારૂ.

શ્રીકૃષ્ણ—( એક દાસ મોકલીને વસ્ત્ર મંગાવે છે તેમાં તમામ ધોળાં

વસ્ત્ર આવે છે તે લઇને) લ્યો આ ગાંસડીયો તે કમાડ અદવાયુ ખુલ્લુ કરીને આપી દ્યો.

કહ્યા પ્રમાણે કપડાંની ગાંસડીયો અંદર પ્રવેશ કરે છે તે તમામ પેહેરે છે પછી કમાડ ખુલ્લાં કરે છે સઘળી કૌરવની સ્ત્રીયોને જોઇને.)

વિદુષક—વાહરે વાહ, દ્વારકાંમાં યાત્રા કરવાને માટે સાધુડીયોનું ટાળું ઠીક આવ્યું છે.

દુર્યોધન—(રીસ ચઢવાથી) શું અમને મુવા તાક્યા છે કે!

વિદુષક—આ ભાનુમતિ રાંણીના હાથ તો મારા જેવા છે તે તમે છતાં રંડાપા જેવો હાઠ દેખાય એ ઠીક નહી.

શ્રીકૃષ્ણ—(વીદુષક પ્રત્યે) અલ્યા મુક લવારો, આમ છેક ફાટી કેમ ગયો છે!

વિદુષક—વેહેવાઇની તો મશ્કરી કરીયેજ, એમાં નવાઇ શી!

દુર્યોધન—(મામા શકુની પ્રત્યે) મામા! તે તમાંમ સ્ત્રીયોને તેમની ઘરેણાની પેટીમાં જે કોઇ પાતળી ચુડીયો રહી હોય તે તમામને પેહેરાવીયો, આપણે કોણ જાણે કેવા પળમાં નીકળ્યા છીએ કે કોઇ પ્રકારે નુકશાંન થતું જાય છે.

(મામો શકુની દુર્યોધનના કહ્યા પ્રમાણે કરે છે, ત્યાં કેટલીકવાર કૃષ્ણ અને બળદેવ તેમની પાસે બેસીને પોતાના ધામ તરફ જાય છે, પછી સઘળા કૌરવો જંપીને સુઇ રહે છે.



# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ દ્વારીકામાં જાનીવાસો.

પાત્ર, દુર્યોધન, કરણ, શલ્ય, દુશાસન, વીગેરે.

દુર્યોધન—(શકુની પ્રત્યે) શકુની મામા ! આપણે જ્યારથી અહીયા આવ્યા છીએ ત્યારથી વિચિત્ર કૌતક બન્યા કરે છે, આ બાબતમાં મારો અનુમાન એમ થાય છે કે, કોઇ પણ આપણું અહિત ચાહાનાર કોઈ માયાવી રાક્ષસ અહીયાં આવવો જોઇએ, તેણે જે માયા રચી, તેમાં આપણને અત્યંત નુકશાન થયું છે, મ્હેં આપણી મંડળીમાં તમામને આજ્ઞા કરી છે કે કોઇએ કંઇ પણ ચીજ વેચાથી લેવી નહીં.

શકુની—આપની વાત સત્ય છે; બળદેવજીને એ બાબત ઘણોજ ક્રોધ ચઢયો છે, તેમણે પેલા અશ્વ અને હાથી ઈત્યાદીક વેપારીનો, તથા વસ્ત્ર દાગીના વેચનાર વેપારીનો તપાસ કરાવ્યો પણ તેઓનો કોઇ રીતે પત્તોજ લાગ્યો નથી.

દુર્યોધન—જેમાં કાપટય હોય. એ બાબતમાં પત્તો લાગેજ નહી,—બળદેવજી માહારાજે પણ એમજ કહ્યું છે કે. કોઈ વસ્તુ તમે વેચાથી લેવા સારૂ જશો નહી.

શકુની—આજે બળદેવજીના રસોડામાં જે રસોઇ થઈ હતી. અને આપણે ભોજન કરીને આવ્યા, તેમાં દરરોજ આપણે શાક ખાઇએ છીએ તે શાક કરતાં આજનું શાક જુદી જુદી પ્રકારનું સવાદવાળુ હતું.

દુર્યોધન—હા. એ વાત ખરી છે, મ્હેં પણ શાક ખાવામાં કસર રાખી નથી, આટલા દીવશથી આપણે અહીયાં રહીયે છીએ પરંતુ આજના શાકની ખુબી ત્રીલોકમાં પણ જણાઇ નથી.

શકુની—મારૂ પેટતો આજ તડંતડા થઇ રહ્યું છે.

દુર્યોધન—આપણી તમામ મંડલી એમજ કહે છે, કે આજ પેટપણ ઘણુંજ તણાય છે; ઉપરા ઉપરી પાણીના લોટા ગટ કરી જવામાં આવે છે;

જયદ્રથ—અરે ઓ મેહેરબાના મારા પેટમાં એવી આંકડી આવે છે કે હમણાં જીવ જતો રહેશે।

દુર્યોધન—હેં શું થાય છે। અજમો ફાકો. અજમો;

શકુની—હા, વાતતો ખરી છે, મારા પેટમાં વાયુ થયો હોય એમ ગણુડાટ થવા માંડયો છે;

દુશાશન—(દુર્યોધન પ્રત્યે) હે રાજેન્દ્ર। મને ઉલટી થાય એ પ્રકારે મારો જીવ ગભરાય છે;

દુર્યોધન—(દુશાશન પ્રત્યે) અત્યાર સુધીતો આપણે રસોઇની તારીફ કરતા હતા પણ મારૂ એટુ મારા પેટમાં પણ ગડગડાટ થયો છે, તે સાથે હુંતો ઝાડે ફરાંણો થઈ ગયો છું.

દુશાશન—ઓય ઓય. મારા બાપ. મને તો ઉલટી થઇ,

(એમ કહીને ઉલટી કરવા માંડે છે)

શકુની—હાય હાય, મારોતો જીવ ગભરાય છે. (એમ કહીને તે પણ ઉલટી કરવા મચી જાય છે)

શલ્ય—( દુર્યોધન પ્રત્યે ) હે રાજન ! આપણા જાનીવાસામાં તમામ સ્ત્રીયોને ઉલટી અને ઝાડો થઇ ગયો છે, તે સઘળા લોટા હાથમાં પકડીને આમતેમ દોડે છે.

દુશાસન—( શલ્ય પ્રત્યે ) અલ્યાભાઇ જોતો ખરો, મેં ઉલટી કરી તેમાં ઝીણા ઝીણા જીવડા તથા કાનખજુરા જેવું શું દેખાય છે।

શલ્ય—( ઉલટી થએલી જોતાંજ તે પણ ઉલટી કરવા મચી જાય છે પછી ) અલ્યાભાઇ ! હું તારી ઉલટીમાં કયાં જોવા બેસું ! જોને મારી દશા કેવી થઇ !

( આ પ્રમાણે જાની વાસામાં હોકા હોક થઇ રહી છે તે સોર બકોર સાંભળીને કૃષ્ણ અને બળદેવ બન્ચો તે જાનીવાસા આગળ આવે છે તેઓ તેમના કમાડ વાસેલા જોઇને બુમો પાડે છે.

શ્રીકૃષ્ણ—( જાનીવાસાના વાસેલા કમાડની સાંકળ ખખડાવીને ) અરે ઉઘાડો ઉઘાડો કમાડ ઉઘાડો, ( અંદર ગુમરાણ થવાથી કોઇ સાંભળતું નથી એટલે ફરીથી સાંકળ ઠોકીને બુમ મારે છે ) અલ્યાભાઇ આટલી બધી બુમો શાની પાડો છો ! ઉઘાડો ઉઘાડો, શું છે.

દુર્યોધન—( કમાડ ઉઘાડે છે ) આવો, આવો, મેહેરબાન !

શ્રીકૃષ્ણ—( દુર્યોધન પ્રત્યે ) આટલો બધો સોર બકોર શાનો થાય

છે ! શું છે ! અમે નિદ્રામાંથી જાગીને તમારી ખબર જોવા આવ્યા છીએ;

**કાફી.**

અરે શિદ આમ કરો છો,
નિત નિત શાનું તોફાન — અરે શિદ.
જાનીવાસાનો આ ઢંગ નથી ભાઇ,
આફ્રી અધિક ખુમરાણ. — અરે શિદ.
નિત નિત શાનું ૧
બાર બાર વાગે રાત્રી સમયમાં
જંપતા નથિ નિદાન. — અરે શિદ.
નિત નિત શાનું. ૨
કહો તમને શું થાય છે તનમા;
ઓકી બગાડયું આ સ્થાન. — અરે શિદ.
નિત નિત.

દુર્યોધન—અત્યાર સુધી અમારા પેટનાં આંતરડાં વલોવાઈ ગયા, બધાં માણસો ઓકી ઓકીને બેજાર થઇ ગયા, પેટમાંથી ઉલટીમાં કાન ખજુરા, અને ચાંમા ચીડીયાં નીકળતાં નજરે પડતાં હતાં. હવે તે સઘળા બીલકુલ જણાતાં નથી; હે માહારાજ અમે તો ભરી પુરી પામ્યા, ઘણા બેજાર થઇ ગયા.

શ્રીકૃષ્ણ—( ખડખડ હસતા હસતા ) એતો કન્યા લેવાનો એવોજ લ્હાવો હોય,

બળદેવજી—( કૃષ્ણ ઉપર રીસ ચઢવાથી ) ભાઇ ! તુંજ જ્યાં ત્યાં ટીખળ કરાવીને જોવા આવે તેમાંનો છે.

શ્રીકૃષ્ણ—( બળદેવ પ્રત્યે ) મોટા ભાઇ ! એમાં મારૂ ટીખળ શાનું છે ! આ સઘળા જ્યારથી અહીયાં આવ્યા છે ત્યારથી આપણને જંપવા દીધા નથી, દરરોજ નવિન તોફાન તો ખરૂંજ, આતે વસ્તી છે કે ઉજડ ! કોઇક જુવે તો એમ કહેશે કે આ જાનૈયા આવા કેવા છે.

બળદેવજી—( કૃષ્ણ પ્રત્યે ) ભાઇ ! તું અહિંથી ઘરમાં જા શા માટે જલદી જલદી દોડયો આવ્યો !

શ્રીકૃષ્ણ—નકામુ મને શા માટે આમ સપડાવોછો ! તમે સબુત વેહેવાઇ સોધી કાઢયા, કે આખુ ગામ તેમનું નિત્યનું તો-

ફાન જોઇને મશ્કરીયો કરે છે, કહો ભાઇ! એમાં મારો શો દોશ!

બળદેવજી—( કૃષ્ણ પ્રત્યે ) તમે કશુ બોલશો નહી, હું તે દુર્યોધનને પુછુછું કે સઘળા હેવાલ જણાઈ આવશે, ( પછી દુર્યોધન પ્રત્યે પુછેછે ) કેમ મેહેરબાન! શી હરકત પડી હતી!

દુર્યોધન—અરે મારા મેરબાંન! તમામને ઉલટી થઈ તેમાં કાન ખજુરા, ચામ ચીડીયાં અને સાપ નીકલ્યા હતા.

બળદેવજી—કયાં છે સાપ, અને કયાં છે ચામચીડીયાં. મને બતાવો,

દુર્યોધન—હવે એમાંનુ કશુ જણાતું નથી. જેમ કપુર ઉડી જાય તેમ તમામ જગો સાફ દેખાય છે:

શ્રીકૃષ્ણ—(બળદેવજી પ્રત્યે) જુવો ભાઇ! આ નાગુ તોફાન કે બીજુ!

બળદેવજી—(દુર્યોધન પ્રત્યે) હવે આ ભવાઇ કરવી નથી, તમે આવતી કાલે છાબ મોકલાવી દેજો તે પછી વરઘોડો ચઢાવીને આવજો. એટલે કાલે કન્યા પરણાવવામાં આવે;

(એમ કહીને શ્રીકૃષ્ણ અને બળદેવજી એ બંન્યો પોતાના સ્થાનમાં ગયા) પછી)

દુર્યોધન—(શકુની પ્રત્યે) હે મામા! આ દ્વારીકામાં આપણી ફજેતી બહુ થઈ. હાં કે!

શકુની—હવે આવતી કાલે છાબ મોકલવી છે, અને લગ્ન પણ થઈ જવાનું છે એટલુ કામ થયું એટલે આપણે અહીયા ક્ષણ માત્ર ટકવું નથી;

દુર્યોધન—(બરાબર કહો છો, ચાલો હજુ રાત્રી છે માટે નીદ્રા લઇએ.

શકુની—હા. એમજ કહીયે.

(સર્વે પાછા સુઈ જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ ભોંયરૂ બાગમાં.

પાત્ર, અભિમુન્યુ, ગટોત્ચ્છ, પછીથી શ્રીકૃષ્ણ.

અભિમુન્યુ—( ગટોત્કચ્છ પ્રત્યે ) પ્રિયભાઈ! બે દિવસમાં તમે શું શું કર્યું!

ગટોત્કચ્છ—જે જે કામ કર્યું તેમાં સારી પેઠે ગમ્મત થઇ છે એક વખત હાથી ઘોડા વેચીને વીસ કરોડની થેલીયો લાવ્યો છું એ કંઇ તાહારૂ અજાણ્યું નથી પણ ફરીથી અ

કપડાના ગાંસડા, અને સરાસરી કરોડ રૂપીયાના સોનાના દાગીના સો દોઢસો કૌરવની સ્ત્રીઓને લુટીને લાવ્યો છું તે તું જો.

એટલુંજ નહીં પણ રાત્રી વખતે જાનમાં તેમના ઉતારામાં તે તમામ સ્ત્રીયો નગ્ન થઇ ગઇ હતી, એક વાલની વીંટી પણ તેમની પાસે રહી નથી તેગના હાથ મારા જેવા ઘોયકણુાની માફક થઇ રહ્યા હતા, આ વખતે જાનમાં શ્રીકૃષ્ણ માહારાજને તમાસો જોવાનો લાગ ઠીક આવ્યો હતો,—એ કામ કરી રહ્યાબાદ મેં કાછીયાનો વેશ ધારણ કર્યો હતો. જાદુઈ સાક મારા તરફથી તે જાનીવાસાને માટે ખરીદાયું હતું. તે શાક અનેક પ્રકારના ભોજન સાથે તેમના ખાવામાં આવ્યું હતું,—આ કામમાં શ્રીકૃષ્ણ માહારાજે એવી ગોઠવણ કરી હતી કે જાનીવાશા શીવાય એ શાક બીજા કોઇના ઉપયોગમાં આપવા દીધું નથી,—જ્યારે રાત્ર પડી ત્યારે મેં માયાવી રચના કરી હતી. તેઓને ઉપરા ઉપરી ઉલટી, અને ઝાડો થયો હતો, ઉલટીમાં મોટા સર્પ, અને કાનખજુરા નીકળ્યા હતા, કેટલાકના મુખમાંથી ચામચીડીયા નીકળીને ઉડી જવા લાગ્યાં. આ વખતે ત્યાં ગુમરાણ થઇ હતી તેમની બુમ સાંભળીને બળદેવજી અને શ્રીકૃષ્ણ તે જગોએ જઇ પોહોચ્યા પછી તેઓએ હકીકત વિદિત કરી કે અમને ઉલટીમાં સાપ વીગેરે મોઢામાંથી બાહેર નીકળ્યા—તે સાંભળીને બળદેવજીએ કહ્યું કે તમને ઉલટી થઇ હોય તે બતાવો અને સાપ વીગેરે કયાં છે તે સઘળુ બતાવો, જ્યારે તે બતાવવા ગયા ત્યારે તે જગો સાફ કંચન જેવી જોવામાં આવી, તેઓ ઉલટા જુઠા પડી ગયા, આ તમાસો જોઇને બળદેવજીને ખોટું લાગ્યું; પછી તેઓ ત્યાંથી પોતાના મકાન તરફ ચાલ્યા ગયા, બીજી વાતની ખબર નથી.

અભિમુન્ય—ધન્ય છે, ધન્ય છે, ત્હેં પણ તેઓને ઠીક કહયાં કર્યા.

( એટલામાં શ્રી કૃષ્ણ ભગવાન આવે છે તેમને જોઇને બન્યો નમન કરે છે. )

શ્રીકૃષ્ણ—( ગટોરગચ્છ પ્રત્યે )

ગરબી

ચાલો ડાકોરમાં જઈ વસિયે
એ રાગ

હવે થાઓ તૈયાર તક જાણી,

કહેવા આવ્યોછું ઉલટ આણીરે —હવે,
જે કામે તમે આવ્યા છો અહિંયાં;
તે કામ કરો સુખ માણીરે —હવે,,
લાગ આવ્યો છે તેવો ફરી નહિ આવે
નહિતો થશે ધુલુ ધાણીરે,, —હવે,,

ઘટોત્કચ્છ (મસ્તક નમાવીને શ્રીકૃષ્ણ પ્રત્યે) હે મહારાજા શું કામ કરવાને ફરમાવો છો (તે કહો)

શ્રીકૃષ્ણ—આવતી કાલે બપોર પછી કૌરવ તરફથી તેમની સ્ત્રીયો છાબ લઇને શ્રીબળદેવજીને ત્યાં રોહણી પાસે આવવાનાં છે, માટે તેમના જતા પહેલાં તું દુર્યોધનની સ્ત્રી ભાનુમતીનું રૂપ ધારણ કરીને કેટલીક સ્ત્રીયો સાથે ગાયન કરતી કરતી છાબ લૈઇને બળદેવજીને ત્યાં બપોર પેહેલાં જઇ પોહોચો; તે છાબ સુરેખાના હાથમાં આપજે. પછી સુરેખા તેની માતુશ્રીના હાથમાં આપશે, પછી આપણી રીત પ્રમાણે સુરેખાને સાસુના ખોળામાં બેશારવાનું કહેશે, તેથી તે રીતને અનુસરીને તે સુરેખા તારા ખોળામાં બેશશે, ત્યાર પથી તું યુકતીથી જે કંઇ તેનું હરણ કરવાનું છે તે કરી લેજે, હવે એ બાબતમાં બીજી યુકતીયો તને સમજાવવી પડે તેમ નથી;

ઘટોત્કચ્છ—બહુ સારૂ માહારાજ, આ બધુ આપની સાહાતાથી કામ થાય છે, આપની કૃપા ન હોય તો, મારૂં કંઈ એટલુ બધુ ગજુ નથી, આપ ત્રિલોક નાથ છો, આપનું કંઇજ અજાણ્યું નથી,

શ્રીકૃષ્ણ—તથાસ્તું હું એટલુંજ કહેવા આવ્યોછું હવે હું જાઉછું.

અભિમુન્ય—(શ્રીકૃષ્ણ પ્રત્યે) મામા! હું આપના પવિત્ર ચરણમાં અભિવંદન કરૂછું.

શ્રીકૃષ્ણ—બેટા તારી મનકામના પૂર્ણ થાઓ.

(એમ કહીને શ્રીકૃષ્ણ ભગવાન જાય છે.)

ગટોત્કચ્છ (અભિમુન્ય પ્રત્યે)

**ભેરવી.**

ગોરે દસ્તપેં મેદી લગાદે પરી
—એ રાગ—

કાલે નક્કી સુરેખાનું હરણ કર,

ભાનુમતીનુ સ્વરૂપ ધરૂ. કાલે.
ઇષ્ટ કૃપા થકી ભુલુ નહી જરી,
પવન વેગે ફરી ત્યાં વિચરૂ. ભાનુમતિ.
કાલે નકી. ૨
પરિશ્રમનું ફળ આપે દયાનિધિ,
મુછ ઉંપર પછી હાથ ધરૂ. ભાનુમતિ.
કાલે નકી. ૩

અભિમુન્ય—(ગટોત્કચ્છ પ્રત્યે) હે ભાઇ! હવેજ ખરેખરૂ કામ છે હોંક!

ગટોત્કચ્છ—હવે શા ભાર છે, તમે જુવોતો ખરા, રાત્ર ગઈ છે આપણે નિદ્રા લઇ લઇએ, પછી કાલે પ્રાતઃકાળમાં હું નીકળી પડીશ.

(એમ કહીને બન્યો ભાઈ નિદ્રાવશ થાય છે.)

## પ્રવેશ ૩ જો.

### સ્થળ દ્વારિકા બળદેવજીનો અવાસ.

પાત્ર, રોહીણી, સુરેખા, તેની સખી માલતી, પછીથી છાબ આપવા આપનાર, ભાનુમતિ અને સ્રીયો વિગેરે.

માલતી—(સુરેખા પ્રત્યે) કેમ બેહેન! આજ તારો ચેહેરો ઉદાસ લાગે છે!

સુરેખા—તુ જાણેજ છે તો, વારે વારે શું પુછે છે!

માલતી—નાના, મારા સમ, સાચુ કહે.

સુરેખા—આજ કૌરવ તરફથી ભાનુમતી છાબ લૈને આવનાર છે, અરેરે જેની સાથે મારો વિવાહ કર્યો છે, તે વર હું ન પામી શકી;

માલતી—હા બેહેન, સાંભળવામાં એવું આવ્યું છે કે દુર્યોધનનો પુત્ર લક્ષ્મણો કાળો મેશ જેવો કદરૂપો છે.

સુરેખા—અરે હાય! મારા પીતાને આ વિચાર કયાંથી સુઝયો; મારા કાકાએ ઘણુંએ કહ્યું હતું તોપણ પીતાજીના ધ્યાનમાં આવ્યું નહીં,—મારા નિર્મળ અંતઃકરણમાં અભિમુન્યની છબિ ચીતરાઇ રહી છે, તે કામદેવના સ્વરૂપને પણ માત પમાડે તેવો મહાશૂર અને રણજીત છે, છતાં તેનાથી વીવાહ ફોક કરીને કૌરવ કુળ જોયું તેથી તે દીવસથી મારૂ

હૃદય બળ્યાં કરે છે,—અરેરે તે અભિમન્યુ અહિંયાં આવ્યો હોત તો હું તેને એક વખત મળીને પણ કંઇક દિલાસો આપત, પણ શું કરૂં !

માલતી—નશીબમાં જે કંઇ થવાનું હોય છે તે મિથ્યા થતું નથી, બેહેન ! વલોપાત શા માટે કરે છે ! આજે છાબ લૈને આવનાર છે, પછી તારા મનના વિચાર કેવળ ધુંવાડાના બાચકા જેવા સમજી લે.

સુરેખા—બેહેન–જો તો ખરી ! કોઇ સ્ત્રીયો ગાતી ગાતી આવતી હોય તેવો સોર માલુમ પડે છે.

માલતી—હા વાત તો ખરી છે, છાબ આપવા સારૂ આવે છે.

સુરેખા—શિવ શિવ શિવ, ચાલો હેઠળ જઇએ, હવે વલોપાત શા કામનો ! તે કૌરવ સાસુના ખોળામાં બેસવું પડશે.

( એમ કહીને છેક હેઠળ પોતાની માતુશ્રી પાસે સુરેખા તથા તેની બેનપણી એમ બન્યો આવી પોહોચે છે. )

ઘોળ.

સરસ્વતિ દેવીને વીનવુંરે, ગણુપત લાગુ પાય,
છાબ આવી કૌરવ જાનનીરે, હૈયે હરખ ન માય,
અમે કુળવંતા રાજવીરે, ભરતખંડના ભૂપ,
જાદવની કન્યા લઇ જઇશુંરે, કરશું કામ અનુપ,
મંડપ સરસ શોભાવશુંરે, પુરશું મનના કોડ,
બળભદ્ર તો વેવાઇ થયારે, વળી શ્રી રણછોડ,
તે સરવે શીશન માવશેરે, કૌરવને નિરધાર,
તે જોઈ મનડું ભાવશેરે, અંતરમાં અતિ પ્યાર,

( સઘળી સ્ત્રીયો પાથરેલી જગોએ બેશી જાય છે, પછી બળભદ્રની સ્ત્રી રોહીણીજી સુરેખાને લઇને આવે છે. તેના હાથમાં ભાનુમતિ છાબ આપે છે, તે સુરેખા લે છે, પછી ઘરમાં મુકે છે ત્યારબાદ સુરેખાને ભાનુમતિના ખોળામાં બેસવાનું કહે છે તે પ્રમાણે સુરેખા ખોળામાં બેસે છે, પછી થોડીકવાર બેસે છે ત્યાર પછી )

ભાનુમતિ—( સુરેખા પ્રત્યે ) વહુજી ! તમે તો બહુ ડાહ્યા દેખાઓ છો, અમે તમારે ત્યાં આવ્યા છીએ માટે મારા મનનો એવોજ ઉમળકો થયો છે કે તમે જાતે તમારો અવાસ મને બતાવો, હું અને તમે બન્યોજ તમારા અવાસમાં ફરીયે, બીજા કોઇનું કામ નથી.

રોહીણી—( સુરેખા સામે દ્રષ્ટી કરીને ) બેટા સુરેખા! તારી સાસુએ તને કહ્યું તે તું સમજી કે નહી! જા બેટા. તું અને તારી સાસુ બન્યો આપણા અવાસમાં ફરો અને તેમને તમામ બતાવો અને હું આ સઘળા આવ્યાં છે તેમની પાસે બેઠી છું. તું બતાવીને તારી સાસુ જોડે અહિયાં આવતી રહેજે.

સુરેખા—સારૂ માજી ( એમ કહીને ભાનુમતીના તરફ દ્રષ્ટી કરીને ) ચાલો સાસુજી મારી સાથે હું આપને તમામ બતાવું.

( એમ કહીને સુરેખા અને ભાનુમતિ બન્યો બળદેવજીના મહેલ ઉપર ચઢે છે. )

ભાનુમતિ—વહુજી તમારો મકાન તો ઘણોજ સારો છે વાહ, વાહ,

સુરેખા—સાસુજી! હજુ તીસરો મજલો અને અગાશી જોવાની રહી છે માટે ત્યાં ચાલો.

ભાનુમતિ—હા ચાલો—( તીસરે મજલે જાય છે એટલે ) અહાહાહા, અહિયાં તો ઇંદ્ર ભુવન જેવું છે.

સુરેખા અગાશી જોઈ કે!

ભાનુમતિ—( અગાશીમાં ઉભી રહીને ) અહિંયાં રહે રહે મોટા જંગલો ઘણે છેટે છે તે પણ દેખાય છે અહાહા ચારેબાજુ સમુદ્રની ખુબી ઘણી સરસ જણાય છે; વહુજી! આ અગાશી બહુ એકાન્તની છે, હવે હું તને તેડુ તો કેવું સારૂં!

સુરેખા—હવે તો હું ઉમ્મરે મોટી થઈ માટે મને તેડો તો સારૂ ન દેખાય.

ભાનુમતિ—નાના મને તારા ઉપર ઉમળકો આવે છે, એમ કહીને ભાનુમતીને પોતાની કમરપર બેસાડે છે પછી ) વહુજી! હવે અહીંથી આકાશમાં ઉડુછું હીંકે! તું ડરીશ નહી.

( એમ કહીને આકાશનો માર્ગ પકડયો પછી સુરેખા કહે છે. )

સુરેખા—અરે તમે કોણ છો, હાય હાય, મારાથી આ કપટ કરનાર તમે કોણ છો! તમે સાચે સાચું કહો.

ભાનુમતિ—હે ભાભી! હવે તો તમે મારા ભાભી થયાં, તમને અભિમુન્ય પાસે લઇ જાઉં છું—તમારો પ્રથમનો વર, એજ છે, અને હું ભીમસેનનો દીકરો ગટોત્કચ્છ છું તમે કોઈ વાતે ચિંતા કરશો નહી,—તમને દ્વારકાની ભાગોળમાંજ એક રમણીક બાગ છે તે બાગના ભોંયરામાં મુકીશ, ત્યાં અભિમુન્ય આવેલા છે.

સુરેખા—તમે તો મારા દીયર થાઓ, વારૂ એતો ઠીક થયું મારા નશીબમાં સુખ હતું તો દુખ થાયજ નહી, મને મારા મનને ગમતુજ મળ્યું છે હે દીયરજી! હું એ તરફ નારાજ નથી પણ મારા પીતાજી બહુ ક્રોધી છે માટે એ બાબત ઘણોજ ભય રહે છે.

ભાનુ—તેની તમારે કંઈજ કાળજી કરવી નહી.

( એમ કહીને બાગના ભોંયરામાં અભિમુન્ય પાસે સુરેખાને મુકીને આવે છે, સુરેખાનું મુખ પ્રસન્ન થાય છે, તે બાગના ભોંયરા આગળ મજબુત ચોકી મુકીને ગટોત્કચ્છ પાછો દ્વારીકામાં બળભદ્રના ઘરની અગાશીમાં જઇ પહોચે છે, અને ત્યાં સુરેખાનું રૂપ ધારણ કરીને ઉભી રહે છે, છાબ સાથે પેલી બનાંવટી સ્ત્રીયો આવી હતી તે ત્યાંથી એકદમ ગેબ થઇ ગઇ. આ બનાય જોઇને રોહીણીને આશ્ચર્ય લાગ્યું એટલે હેઠળથી બુમ પાડીને સુરેખાને બોલાવવા લાગી એટલે સુરેખા હેઠળ પોતાની માતુશ્રી પાસે આવી પોહોચી, પછી )

રોહિણી—( પોતાના ખોળામાં લઇને ) બેટા સુરેખા! તું આમ છેક એહ બાકળી કેમ થઈ ગઇ.

સુરેખા—માજી! મને ભય લાગ્યો તેથી હું હેઠળ આવતી રહી અને મારી જોડે મારી સાસુ જે આવી હતી તે તો ગેબ થઇ ગઈ.

રોહીણી—બેટા! તને પરમેશ્વર સારૂ કરશે,—એતો કાંઇક ચેટક થઇ ગયું હશે ખરેખરી કૌરવની સ્ત્રીયો તે નહોતી પણ તને હરણ કરવા સારૂ કોઇ આવેલું હશે. તથાપી તેનાથી કંઇ બની શકયું નહી તેથી તેઓ જતાં રહ્યાં છે.

( એટલામાં કૌરવથી જાનમાંથી એક દાશી આવે છે. )

દાશી—( રોહિણી પ્રત્યે ) બાઇ સાહેબજી! અમારાં રાણી ભાનુમતિજીએ કહાવ્યું છે કે અમે છાબ લઇને આવીયે છીએ.

રોહીણી—( મનમાં ખાત્રી થવાથી ) ભલે પધારો અમે અહિયાં તયાર છીયે.

( દાશી પાછી જાય છે )

રોહીણી—( સુરેખા પ્રત્યે ) બેટા! ખરેખરી જાનવાળી તો હજી હવે આવનારીયો છે, આ દાશીના કહેવાથી ખાત્રી થાય છે અરેરે હું મોટા વિચારમાં પડી હતી કે નિયમ પ્રમાણે અહિયાં કાહાવ્યું નથી. તેમજ બપોર પછીનો ઠરાવ થયો

છતાં આટલી બધી જલદીથી કેમ આવ્યાં હશે ! આ પ્રમાણે હું વિચારમાં ભરાઇ ગઇ હતી, પણ છેવટે, કપટ માલુમ પડયું છે ખેર હરીની કૃપાથી કંઇ વિઘ્ન થયું નથી,

સુરેખા કરત્રીમ ગટોત્કચ્છ } માજી ! મને તો ભુખ લાગી છે.

રોહિણી—(બેટા ! આપણા જાનૈઆઓને માટે હજારો મણ પકવાનનના ઓરડા ભર્યા છે તેમાં જઇને તું ખા, લે આ કુંચીયો, (કુંચીયો આપે છે અને સુરેખારૂપ ધારણ કરનાર ગટોત્કચ્છ કુચીયો લેછે પછી તે ઓરડામાં પ્રવેશ કરે છે.

(બનાવ—ગટોત્કચ્છ જે કે સુરેખાનું રૂપ ધારણ કરીને રહ્યો છે તે પકવાનના ઓરડામાં પેઠો, તેણે માયાવી પચાસ રાક્ષસો પ્રગટ કર્યા. અને તેમને માથે પકવાનના ટોપલા ભરીને હેડંબાવન તરફ પોતાની માતુશ્રી હેડંબાને માટે અને સુભદ્રાને માટે પકવાન મોકલી દીધાં, કેટલાક ટોપલા ભોયરામાં મોકલી દીધા. તમામ ઓરડા ખાલી કરીને તથા વાસીદુ વાળવા જેવું સાફ કરીને તે સુરેખાનું રૂપ ધારણ કરનાર ગટોત્કચ્છ બાહેર નીકળ્યો.)

એટલામાં કૌરવ તરફની સ્ત્રીયો બાનુમતિ સહવર્તમાન છાબ લઇને ગાતી ગાતી આવે છે.

ગાણું.

લાખેણી લાડી લેઈ ગયોરે.

એ રાગ.

આવી આવી કૌરવ કુળની જાન, લાખેણી લાડી લેવા માટેરે;
દીધાં દીધાં બળદેવજીએ સન્માન, „
કીધો કીધો અમથી રાજ સબંધ, લાખેણી લાડી દેવા માટેરે.
આજે અમને હર્ષ ઘણેરો થાય, લાખેણી લાડી લેવા માટેરે;
વેવૈયોને પ્રેમ દધી ઉભરાય, લાખેણી લાડી દેવા માટેરે.

ગાતી ગાતી સઘળી સ્ત્રીયો પાથરેલા જાજમ ઉપર મંડપમાં બેશી જાય છે.

રાહીણી—(સુરેખા પ્રત્યે) દીકરી! જા તારી સાસુ આવી છે માટે છાબ લે આવ્ય.

સુરેખા—કુર્તીમ—માજી [illegible]નાં જેવું થાયતો !

રોહીણી—બેટા! આતો તારી સાસુ સાચી છે, ફીકર રાખીશ નહી.

રોહીણીના કેહેવાથી છાબ લે છે અને પાછી ઘરમાં મુકી દેછે પછી સાસુના ખોળામાં કુર્તીમ સુરેખા બેસે છે પછી.)

ભાનુમતિ—(સુરેખાના તરફ નજર કરીને): અહાહા! વહુજી તમારૂ સ્વરૂપતો ઘણુંજ મોહક છે, તમને જોઇનેજ મને તમારા ઉપર વ્હાલ થાય છે. (એમ કહીને ભાનુમતિ સુરેખાને પોતાની છાતી સાથે ચાંપે છે (દબાવે છે.)

સુરેખા કૃતિમ—(મનમાં, હવે ઠીક લાગ આવ્યો છે એમ ધારીને) સાસુજી મને પણ તમારા ઉપર વ્હાલ આવે છે (એમ કહીને બેહાથે ભાનુમતિને એવી દાબી કે તેની આંખ્યો તરી ગઈ અને ઓ મારા બાપરે એમ કહીને બુમ પાડી તે સાંભળીને)

સુલોચના—(મામા શુકુનીની વહુ, ભાનુમતિ પ્રત્યે કહે છે કે) આ કન્યાએ તારા ઉપર વ્હાલ આણીને લાડ કર્યાં એમાં તને શું થયું કે બુમ પાડી ઉઠી, આ વહુતો છેક હલ્લડ છે, જુવાન છે છતાં નાહક તેની ફજેતી કરવી એ ઠીક નહી; લાવ્ય લાવ્ય હું મારા ખોળામાં બેસારૂ. (એમ કહીને સુરેખાને તે સુલોચના પોતાના ખોળામાં બેસારે છે; વહુનું અપૂર્વ અને મનમોહન સ્વરૂપ જોઇને સુલોચનાને પણ વ્હાલ ઉત્પન્ન થયો, પછી સુરેખા પ્રત્યે બોલીકે વહુજી! તારી સાસુ તો કોમળ છે. માટે તેના બોલવા ઉપર રીસ ચઢાવશો નહી, હાંકે! કેમ પ્યારી. નવલ રસીકડી છબીલી વહુ! તને જોઇને મને પણ પ્યાર આવે છે હાંકે! માટે હું તને પ્રેમથી જરાક દાબુછું (એમ કહીને સુલોચનાએ પોતાની છાતી સરસી તેને ચાંપી એટલે

સુરેખાકૃતિમ—તમે તો અમારા માંમીજી થાઓ. માટે મારા ઉપર વ્હાલ આવે એમાં નવાઈ શી! ત્યારે કહો જોઇએ મને પણ કેમ ન આવે! (એમ કહીને તેને પણ દબાવી એટલે તેની પણ આંખ્યો તરી ગઇ, તે સાથે એ મારા બાપરે, એમ બોલાઈ જવાયું.

ભાનુમતિ—મામીજી! તમે કહેતાં હતાં ને, કે શા માટે વહુની ફજેતી કરોછો! હવે તમને અનુભવ થયો કે!

સુલોચના—ઓય મારા બાપ, આતો મહા જબરી છે, અત્યારથી જ્યારે આટલુ બધુ જોર છે ત્યારે ખરેખરી યુવાવસ્થામાં હશે ત્યારે બાકી શી રહેશે આપણો લક્ષ્મણતો કેવળ રાંકડો છે, તેને તો આ કેદી નાંખે એવી છે.

ભાનુમતિ—મામીજી! મને હવે આ કન્યા માટે મોટો ભય રહે છે; જો કદી આ કન્યા ન લેયે તો બળદેવજીને ખોટું લાગે માટે મારા લક્ષ્મણાને તો સકુમાર, અને સુકોમળ કન્યા જોઇએ, આતો કેવળ ભદ્રકાળી જેવી, બળવાન છે; વખતે એક બીજાને બોલવું થાય અને કદી આ કન્યાને રીસ ચઢે તો મારા છોકરાને એકજ થપડમાં પુરો કરી નાંખે;

બ્રાહ્મણ—( ભાનુમતિ પ્રત્યે ) રાંણીજી સાહેબ! હવે કન્યાને કયાં સુધી તમારા ખોળામાં રાખશો, અહિયાં વરરાજાને પીઠી ચોળીને તયાર કરીને મંડપમાં બેસાર્યા છે માટે કન્યાને પણ વર-રાજા જોડે બેસારવાનો વખત થયો છે;

ભાનુમતિ—આ એમના મામા રહ્યા તે ઉપાડીને મુકશે.

સુરેખાને ઉપાડીને માંહ્યરામાં પધરાવે છે. મંડપમાં વરરાજા લક્ષ્મણાની જોડે બેસારેછે, મંડપની એક બાજુએ કૌરવની સ્ત્રીયો ગાણાં ગાય છે. બીજી બાજુએ યાદવ કુળની સ્ત્રીયો બેઠી છે, વરરાજા લક્ષ્મણાની જોડે મામો શકુની બેઠો છે. અને કન્યાની જોડે જાદવમાંની એક સ્ત્રી બેઠી છે; આ પ્રમાણે ગોઠવણી થયા પછી, લગ્ન વિધાન કરનાર બ્રાહ્મ-ણોએ વરની સાથે કન્યાનો હસ્ત મેળાપ કરાવેછે. લક્ષ્મ-ણાએ કન્યાનો હાથ પકડયો છે; અને લગ્ન વિધાનનું કર્મ ચાલે છે, બ્રાહ્મણો વર કન્યા વચ્ચે અંતરપટ ધારણ કર્યો. )

લક્ષ્મણા } મામા! મામા! આ કન્યાનો કોમળ કર કેવો છે! અહા-
વરરાજા. } હા! આવી સ્ત્રી આપણા કૌરવમાં કોઇને ત્યાં નથી.

શકુની—શાબાશ જરાક પ્રેમ લાવીને તેના પોહોચા ઉપર યુકતીથી નખ લગાવી દે.

વરરાજા } મામા! એ કંઇ મને કહેવું પડે તેમ નથી ( એમ કહીને
લક્ષ્મણા } કન્યાના પોહોચા ઉપર યુક્તીથી કોઇને ખબર પડે નહી એમ કિંચિત નખ લગાવી દેછે, એટલે કન્યાએ વિચાર કર્યો કે જ્યારે મારા ઉપર પ્રેમ કરીને આટલો નખ લગા-ડ્યો ત્યારે હું પણ કાંઇક પ્રેમ બતાવું. એવું મનમાં લાવીને કન્યાએ વરરાજાના હાથને એવો લખ્યો કે હાથની હથેળી-ના કુણા હાડકાં ભાગી ગયાં અને હાથ લોચા જેવો કરી નાંખ્યો આમ થવાથી અત્યંત વેદના થઇ તેથી વરરાજાએ

કારમી ચીસ પાડી; પછી મામા પ્રત્યે કહેવા લાગ્યો કે એ મામા! મારો પ્રાણુ જાય છે. આ મારો હાથ કન્યાએ કચરી નાંખ્યો છે માટે મુકાવો; મારે તો પરણવુંજ નથી.

શકુનિ—(વરરાજા પ્રત્યે) બેશ બેશ છેક એવાં ગાંડાં વચન બોલતો નહી મરદ થઇને કંન્યાથી શું ડરી જતા હઇશું કે.

(ગટોત્કચ્છે વિચાર કર્યો કે. આ વરરાજાના હાથના ચુરા થયા માટે એને કાંઇક ખુશી કરવો. એવું ધારીને પોતાના મસ્તક ઉપરનો ઘુંઘટ ખુલ્લો કરીને પુર્ણ ચંદ્રમાના જેવું મુખ બતાવ્યું તે જોઇને લક્ષ્મણો ઘણો ખુશિ થયો. જો કે હાથનું દરદ ઘણું હતું પણ મુખ જોઇને વધારે સંતોષ થયો. પછી)

વરરાજા—(મામા પ્રત્યે) એ માંમા, આ કન્યાનું મુખ કેવળ પુર્ણ ચંદ્રમા જેવું મારા જોવામાં હમણાંજ આવ્યું. માટે હવેતો હું પરણીશ હોંકે.

શકુની—ઘેલો ન થા ઘેહેલો;

(ગટોત્કછે જાંણ્યું કે હવે આ વરને ચમકાવું તો ઠીક મઝા પડશે, એમ ધારીને તેણે ઘુંઘટ ઉંચો કરીને બીલાડાનું મુખ બતાવ્યું, તે જોઇને)

વરરાજા—(ઉભો થવા જાય છે, હાય હાય કેહેતો કહેતો થર થર ધ્રુજે છે તે જોઇને બ્રાહ્મણો તેને વારે છે અને કહે છે કે વાહ વાહ પરણતી વખતે આમ થાય કે. તેનો જવાબ આપે છે કે) અરે તમે શું કહો છો. આ કન્યાના લાંબા લાંબા દાંત અને મોઢું કાળું મેશ એવું છે; છેક બિલાડી જેવી દેખાય છે.

શકુની—(કન્યાનું ચંદ્રવદન જેવું મુખ ઝીણા કપડાના ભાગથી જણાયાથી) જા જા મુર્ખે તારી મા બીલાડી હશે. આતો કેવળ અપ્સરા જેવી છે; બેશ છાંનોમાનો. આમ છેક છોકરમત શાંની કરે છે.

થોડીકવાર થઇ એટલે ગટોત્છક જે કે કન્યા થઇને બેઠી છે તેણે મોઢું લાંબુ કુતરીનું બતાવ્યું તે જોઇને.)

વરરાજા—એ મામા એ મામા મારાતો ભોગ મળયા છે, હું સોગન ખાઇને કહુંછું કે આ કન્યાનું મોઢું કુતરી જેવું છે.

શકુની—અરે ગમાર! તારી બેવકુફાઇ જોઇને જાદવ લોકો હશશે. બોલીશજ નહી. કન્યા દેવાંગના જેવી છે. અને તું કુતરી

કહે છે, કદી તારી મા કુતરી હશે ( થોડીકવાર થઇ એટલે ગટોત્કચે ગધેડીનું મુખ વરરાજાને ઘુંઘટ ખુલ્લો કરીને બતાવ્યું એટલે )

વરરાજા—ઓ મામા ! મારો પ્રાણ જાય તો બેહેતર છે પણ મારે આ કન્યા સાથે વરવું નથી.

શકુની—( વરરાજાની ઝાંઘમાં ચુટી ખરણીને ) બેશને બેલ્યાવના, કહ્યું તોપણ માનતો નથી;

( છેલ્લી વારે ગટોત્કચે ભયંકર રાક્ષસનું મોઢું વરરાજાને બતાવ્યું તે જોઇને અને ભય પામીને નીચું જોવા લાગ્યો અને નેત્રમાંથી આંસુ કાઢવા લાગ્યો. )

વરરાજા—( પાટલા ઉપરથી ઉભો થવા જાય છે એટલે તેને તાંણીને શકુની પાછો બેસારેછે એટલે ) ઓ મામા ! આ રાક્ષણી જરૂર મને ખાઇ જશે મારે તો પરણવું જ નથી.

( એટલામાં ભાનુમતિ પોતાના પુત્ર પાસે આવે છે. )

ભાનુમતિ—બેટા ! આમ શું કરે છે ! મને થોડી ઘણી ખબર પડી છે. મને અનુભવ થયો છે તારી વાત છેક ખોટી નહી હોય,

વરરાજા—ઓ મા ! હું ખરૂ કહું છું તોયે આ શકુની મામા, આ કન્યાનો પક્ષ ખેંચે છે; મારી વાતજ મારી જાય છે.

શકુની—( બ્રાહ્મણો પ્રત્યે ) ઓ માહારાજ ! જેમ બને તેમ જલદીથી પાર લાવો આ છોકરો રાત્રીનો બીનેલો છે માટે વિલંબ ન કરો.

બ્રાહ્મણ—થયું હવે પારજ આવ્યો છે.

( શકુની મામાએ ઉતાવળ કરાવવાથી બ્રાહ્મણોએ ક્ષણ માત્રમાં સમેટી લીધુ પછી મંગળ ફેરા ફેરવવા લાગ્યા, મંગળ ફેરા ફરવાનો સમય થયો એટલે વર કન્યાની જોડ કેવી છે એ જોવાને માટે કૌરવ પુરૂષોની—દ્રષ્ટી તે તરફ ગઇ.

મંગળ ફેરા ફેરવવાને વર કન્યાને ઉભાં કર્યા તે વખતે વર કરતાં કન્યા એક વ્હેત નીચી બધાયના જોવામાં આવી પછી જ્યારે પેહેલા મંગળનો ફેરો ફરીને ઉભા થયાં તે વખતે વરની બરાબર ઉંચાઇ વાળી કન્યા થઈ, આ ટીખળ જોઇને સઘળી સભા વિસ્મય પાંમી. કે એકદમ આટલો બધો ફેર શી રીતે પડી ગયો ! પ્રથમ ઉચા નીચી હતું તે હવે બરાબર થઇ ગયું એ શું હશે !—જ્યારે બીજું મંગળ વર્તાયુ અને ફેરા ફરીને બાજઠ ઉપર બન્યો ઉભાં તે

વખતે વર કરતાં કન્યા એક હાથ ઉંચી થઇ ગઇ, ત્રીજું મંગળ ફરવામાં આવ્યું તે વખતે કન્યા વર કરતાં બે હાથ ઉંચી થઇ ગઇ અને વર છેક નીચો પડી ગયો, આ સઘળી રચના જોતાંજ કૌરવ સભામાં અને યાદવ સભામાં સોર બકોર થવા લાગ્યો, તે જોઇને )

બળદેવજી—(શ્રીકૃષ્ણ) હે ભાઇ સુરેખાનું હરણ થયું એમાં કંઇજ શકનથી, આ કોઇ માયાવી, દગલબાજ રૂપ ધારણ કરનાર બેશી ગયો છે. માટે હું ઘરમાંથી હળ મુશળ લઇને તેનું છેદન કરૂં છું (એમ કહીને બળદેવજી પોતાના અવાસમાં શસ્ત્ર લેવા સારૂ ગયા, એટલે શ્રીકૃષ્ણે ગટોત્કચ્છને સાંનકરી, એટલે ગટોત્કચ્છે વરરાજાને બગલમાં મારીને આકાશમાં ચાલ્યો પછી

ગટોત્કચ્છ—( દુર્યોધન પ્રત્યે ) હેં અંધરાજાના પુત્ર ! મહાપરાક્રમી અર્જુનનો પુત્ર અભિમન્ય તે સુરેખાને પરણીને બેઠો છે તું તો દ્વારીકામાં ફુશકા ફાકવા આવ્યો છે. જેવો આવ્યો છું તેવો ચાલ્યો જા,

મામો શકુની—( ગટોત્કચ્છ પ્રત્યે ) હે ભાઇ તું વર રાજાને જમીન ઉપર મુકીદે એટલે ગંગા નાહ્યા,

ગટોત્કચ્છ—લે તારા પુત્રને ( એમ કહીને જમીન ઉપર નાંખે છે અને બીજા બધા તેને ઝીલી લે છે,

ગટોત્કચ્છ આકાશમાં ગમન કરતો ચાલ્યો જાય છે;

દુર્યોધન—ઓ શકુની મામા! તમારી અક્કલ પણ છેક મારી, ગઇ. છોકરો બિચારો બુમો પાડી પાડી કાયર થયો પણ તમારી ધ્યાનમાં કેમ ન આવ્યું?

શકુની—અરે ભાઈ? હુતો બરાબર જોતો હતો પણ આ માયાવી જાળ પ્રપંચ છે એવું મારા જાણુવામાં નહોતું;

દુર્યોધન—તમારા તમામ વરસ લુટી પડયા,

બળદેવજી—( એટલામાં શસ્ત્ર લઇને આવે છે ) ક્યાં ગઇરે. પેલી કારમી કંન્યા !

દુર્યોધન—હે બળભદ્રદેવજી એ કારમી કન્યા નહોતી. એતો ભીમનો પુત્ર ગટોત્કચ્છ હતો. અને તમારી પુત્રી સુરેખા અભિમન્ય સાથે પરણી ચુકી. એજ ગટોત્કછે હાથી ઘોડા. કપડાં. ઘરેણાં આપીને છેક અમને લુટી લીધા,

બળદેવ—( કૃષ્ણ પ્રત્યે ) હે કૃષ્ણ-હવે હું શું કરૂં ! જેતે વખતે પાં-

ડવો બહુ નડે છે જુવો મ્હેં સુભદ્રાને અર્જુન સાથે દીધી ત્યાર પછી સુભદ્રાને તેડવા સારૂ ભીમ અહિયાં આવ્યો હતો તેણે પકવાંનના કોઠાર ખાલી કરી નાખ્યા હતા; આ વખતે ભીમનો પુત્ર આવ્યો ત્યારે કન્યાનુંજ હરણ કરી ગયો.–હવે એવા પાંડવને શું કરીયે

શ્રીકૃષ્ણ—જેમ તમારી મરજીમાં આવે તેમ કરીએ.

બળદેવ.—યુદ્ધ કરવું;

શ્રીકૃષ્ણ—ભલે તેમ કરો ઠીક છે એ બાબત તયારી કરવામાં કૌરવ અને જાદવોને તયાર કરવા,

( એમ કહીને શ્રીકૃષ્ણ અને બળદેવ તથા કૌરવો પોતપોતાને ઉતારે જાય છે અને યુદ્ધ માટે તયારી કરે છે

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—બાગમાં ભોંયરૂ.

પાત્ર—અભિમુન્ય, સુરેખા, ગટોત્કચ્છ, નારદજી.

( આકાશમાં લગ્નનો મંડપ ઉઠાવીને ગટોત્કચ્છ બાગમાં પ્રવેશ કરે છે.—

( એટલામાં નારદજી આવે છે તેમને જોઇને )

ગટોત્કચ્છ—હે માહારાજ ઉબા રહો કયાં જાઓ છો !

નારદજી—શ્રીકૃષ્ણ માહારાજની આજ્ઞાથીજ હું અહિયાં આવ્યો છું.

ગટોત્કચ્છ—જુવો આ લગ્ન મંડપ ત્યાંથી જ ઉઠાવીને લાવ્યો છું માટે આ સુરેખાને તેમાં બેસારીને અભિમુન્ય સાથે પાણી ગ્રહણ કરી ધો.

નારદજી—તથાસ્તુ–આપણે એજ કામે આવ્યા છીએ.

ગટોત્કચ્છ—લગ્નની તમામ સામગ્રી ઉઠાવી લાવ્યો છું,—માટે લ્યો અને સંભાળો.

( મંડપમાં અભિમુન્યને અને સુરેખાને બેસાડેછે અને નારદજી લગ્ન કાર્ય માટે પ્રવર્ત થાય છે, આ તરફ માયાવી સ્ત્રીયો ઉતમ પ્રકારના સ્રંગાર પેહેરીને મનોહર સ્વરૂપવાળી ઉર્વશી તથા તિલોત્તમા જેવી બનીને ગીતગાવા બેસી ગએલી છે, નારદજીએ સુરેખા સાથે હસ્ત મેળાવો કરી દીધો.—

નારદજી—( ગટોત્કચ્છ પ્રત્યે ) હવે અમને કાંઈ દક્ષણા આપશો કે નહી !

ઘટોત્કચ્છ—અરે માહારાજ ! જ્યાં ઘટોત્કચ્છ હોય ત્યાં દ્રવ્યનો શો ટોટો ! જુવો આ દસ કરોડ રૂપીયાની થેલીયો પડી છે. અને તમારી સ્ત્રીને માટે દાગીના જોયતા હોય તો એક કરોડ રૂપીયાના પડેલા છે વસ્ત્ર પણ અમુલ્ય છે. તે તમામ હું દક્ષણામાં આપવા તયાર થયો છું હવે કાંઇ છે !

નારદજી—( હશીને ) ભાઇ ! હું તો સદા બ્રહ્મચારી છું મારે દક્ષણાની શી જરૂર છે, મારે સ્ત્રી પણ નથી, આપણે તો શ્રી કૃષ્ણ ભગવાનની આજ્ઞા પ્રમાણે કામ કર્યું એજ દક્ષણા, હવે અમે જઇએ છીએ.

ઘટોત્કચ્છ—સારૂ માહારાજ, રૂડા કામે પધારજો.

( નારદજી વેણા હાથમાં પકડીને ચાલ્યા જાય છે. )

ઘટોત્કચ્છ—( અભિમુન્ય પ્રત્યે ) ભાઈ ! હવે બેશી રેહેવાનું કામ નથી,—શસ્ત્ર અસ્ત્ર ધારણ કરીને હવે યુદ્ધે ચાલો કૌરવ અને યાદવો આપણી સામે યુદ્ધ કરવાને તયાર થયા છે, આ સુરેખાને ભોયરામાં રાખીશું તેના રક્ષણ સારૂ પાંચસે રાક્ષસો અહીયાં મુકુ છું તેમને અણગમો થાય નહી એટલા માટે તેમની બરોબર ઉમરની સહીયરો માયાવી મુકી દઉં છું.

અભિમુન્ય—ઘણીજ સારી વાત છે.

( ઘટોત્કચ્છ ભોયરામાં સુરેખાની પાસે દાશી વીગેરે મુકીને તથા રક્ષકારો ગોઠવીને અભિમુન્ય પાસે શસ્ત્ર અસ્ત્ર ધારણ કરીને આવી પોહોચે છે; પછી )

ઘટોત્કચ્છ—ભાઇ ! ચાલો હવે રણજંગ મંચાવીયે આપણા હાથ કૌરવોને બતાવી દેયે; અને યાદવમાં ધુમરાણ પડાવી દૈયે.

અભિમુન્ય—પણ ભાઈ ! મારે માટે રથ નથી તેનું કેમ !

ઘટોત્કચ્છ—( માયાવી રથ બનાવીને ) જુવો આ રથ તૈયાર છે શામ વર્ણના આઠ ઘોડાઓ જોડેલા છે. રથ પણ અણભંગ અને નવરંગ છે તેના ઉપર ધજા લાલ રંગની ફર ફરે છે તેમાં તમે બેશી જાઓ તમે કૌરવોના દળમાં સાંમેલ થજો અને હું યાદવોની ખબર લઈશ હે ભાઇ ! હું તમામ જગોએ યુદ્ધ કરીશ પણ તને લેશ સુનો નહિ મુકુ.

અભિમુન્ય—હે ભાઈ ! મને યુદ્ધનો ઘણો ઉચ્છાહ છે; તેમાં તું પણ માહારી બાંહ્ય છે, એ કંઈ થોડી વાત નથી, ચાલો શત્રુના સમીપ જઇએ.

ગટોત્કચ્છ—ચાલો.

( બન્યો રથ હંકારતા મેદાનમાં આવી પોહોચે છે )

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—મેદાનમા તુમુલ સંગ્રામ.

પાત્ર,—કૌરવ તરફના, દુર્યોધન કરણ. શલ્ય, જેયદ્રથ ભિષ્મપિતા દ્રોણાચાર્ય. અશ્વસ્થામા, દુશાસન, શકુની કૃપાચાર્ય ઇત્યાદીક, યાદવ પક્ષના કૃષ્ણ, બળદેવ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ ઇત્યાદીક યાદવ સેન્યા,—તેમના સામે અભિમુન્ય. અને ગટોત્કચ્છ

દુર્યોધન—હે ભિષ્મપિતાજી હે દ્રોણગુરૂ? હે કૃપાચાર્ય, આપણા હાથમાંથી ભીમનો પુત્ર કન્યા લઈ ગયો. અને અભિમુન્યને પરણાવી દીધી એ વાત કાંઈ ઓછી નથી; માટે તેઓને કતલ કરી નાખવા જોઇએ;

દ્રોણગુરૂ—વાતતો ખરી છે, તે ગટોત્ક છે અપણને ઘણી પીડા કરી છે માટે યુદ્ધ તો કરવુંજ જોઇએ. તેણે આપણી ક્રીતને લાંછન લગાડયું છે;

કૃપાચાર્ય—( ભિષ્મપિતા પ્રત્યે ) આપ વૃદ્ધ છો, આમાં આપનો અભિપ્રાય કેવો છો!

ભિષ્મપિતા—જો ન્યાય કરો તો તે છોકરાંનો વાંક નથી; કેમકે પ્રથમ અભિમુન્ય સાથે સુરેખાનો વિવાહ કર્યો હતો; છતાં બળદેવજીયે કદી ગાંડાઈ કરીને વિવાહ તોડયો પણ દુર્યોધને પોતાના કુટુબની કન્યા શામાટે લેવાને તત્પર થયો? ગરજવાનને અકલ હોય નહી. જે ગરજવાન હોય છે તે આંધળો હોય છેઃ વીચાર કરો કે દુર્યોધન એ વાત કબુલ કરનાર કેવો! અભિમુન્ય અર્જુનનો પુત્ર મહારાણ ધીર છે તે શું બિજાને પોતાની કન્યા લેવા દેશે કે શું તે પોતાનો ક્ષાત્રવટ ખોઈ બેશશે! માટે મારા વીચાર પ્રમાણેતો તે અભીમુન્ય અને ગટોત્કછ એબે છોકરાંએ બ્યાજબી કર્યું છે.

કૃપાચાર્ય—હે ભિષ્મપિતા! લોકમાં કૌરવની હાંશી થશે, વળિ પરણાવ્યા વિના પાછા આવ્યા એમ કહેવાશે.

ભિષ્મપિતા—હે ગુરૂ માહારાજ જરાક વિચાર કરો, અભિમુન્ય પણ આપણું છોરૂ છે, તેનું હિત થાય તો આપણે રાજી થવું

જોઇએ, તે પરણુશે તેથી આપણે ઠાલા જતા નથી; એમ સમજવું જોઇએ અરિષ્યા, અને મમતા એજ મહા દુખનુ મુળ છે; એ કન્યા આપણુા ઘરમાંને ઘરમાંજ આવી છે એમ તમે શા માટે વિચાર કરતા નથી!

દ્રોણુ—હા, ભીષ્મપીતા વ્યાજબી કહે છે, તો હવે શી રીતે કરવુ. આ સઘળા મદથી મત્ત થએલા યુદ્ધ કરવાને તયાર થઇ ગયા છે, કૌરવ અને યાદવો બે ભેગા થયા છે, તે જ્યારે આપણુને યુદ્ધે ચઢવાને કહેશે ત્યારે જવું પડશે કે નહી! તે વિચાર કરો.

ભિષ્મપિતા—આપણે સરવેની સાથે યુદ્ધમાં તો જવુંજ જોઇએ, યુદ્ધના મોરચા બાંધ્યા પછી, જ્યારે તેઓ યુદ્ધની શરૂવાતી કરે તે વખતે આપણે અલગ રહેવું.—ઉભા ઉભા તમાસો જોવો વળિ બળદેવ અને કૃષ્ણુને પણુ આપણી પાસે જ બોલાવી લેવા; તેમને એમજ કેહેવું કે જ્યાં નાંહાનાં છોકરાં લઢે તેમાં આપણું કામ જ નથી; જાદવ અને કૌરવ કાંઇ ઓછા નથી, માટે ભલે તેઓ સંગ્રામ કરે તો કરવા દો; અભિમુન્ય અને ગટોત્કચ્છ હારે તેવા નથી, ભલે યુદ્ધ થવા દો, તેમ છતા જ્યારે બળદેવ અને કૃષ્ણુ પક્ષ લઇને ઉપડશે તે વખતે આપણે પણુ યુદ્ધમાં ઉતરવું; જુવો આ બળદેવજી અને શ્રી કૃષ્ણુ યાદવની સેન્યા લઇને આવ્યા છે, તેમાંથી કૃષ્ણુ અને બળદેવને બોલાવી લેવા જોઇએ. ( એમ કહીને કૃષ્ણુ બળદેવને ભિષ્મપિતાએ સાન કરી એટલે બન્યો તેમની પાસે આવ્યા એટલે ભિષ્મપિતાએ કહ્યું કે ) બાળકોના યુદ્ધમાં ઉતરવું આપણુને ઘટતું નથી, જાદવ અને કોરવની અસંખ્ય સેના છે અને પેલા માત્ર બેજ જણુ છે છતાં આપણે શામાટે યુદ્ધમાં ઉતરવું જોઇએ—શું યાદવ અને કૌરવ સેન્યા તે બન્યોને જીતી નહી શકે! માટે તમે અમારી પાસે જ ઉભા રહો, સંગ્રામ થાય તે જુવો જ્યારે તે બે છોકરાં જીતશે ત્યારે યુદ્ધમાં ઉતરવાનો વિચાર કરવો યથાર્થ છે,

કૃષ્ણુ—( બળદેવ પ્રત્યે ) હે ભાઇ—આ વાત વ્યાજબી છે. આપણે અહીયાંજ ઉભા રેહેવું જોઇએ.

( એ પ્રકારે ભીષ્મપિતા, કૃપાચાર્ય દ્રોણુગુરૂ, અશ્વસ્થામા, અને

કૃષ્ણ બળદેવ ઇત્યાદી સત્ય પુરૂષો બાજુએ તટસ્થ ઉભા રહ્યા; કૌરવ સેન્યા આગળ કરણ શલ્ય, દુશાસન, જયદ્રથ, ધૃષ્ટકેતુ અને ચંદ્રકેતુ તથા દુર્યોધનના સો પુત્ર આદિક અસંખ્ય સેના યુદ્ધ કરવાને માટે શંખ ભેરી ઇત્યાદીકનો અવાજ કરતા ઉભા રહ્યા છે—તેમની બાજુએ, યાદવની સેનાની આગળ શ્રી કૃષ્ણનો પુત્ર પ્રદુમન તથા તેનો પુત્ર અનિરૂદ્ધ આદિક ઉભા—અને તેમના સામે યુદ્ધ કરવાને માત્ર ગટોત્કચ્છ અને અભોમુન્ય ઉભા છે, અભિમુન્ય ગટોત્કચ્છના સાંમે રહીને કહે છે—

અભિમુન્ય—હે ભાઇ! આપણે તો ફક્ત બે જણુ છીએ. કહો હવે કેવી ગોઠવણુ કરવા ધારી છે!

ગટોત્કચ્છ—હે ભ્રાતા! તું રણુજીત અને બાણુાવળી છે. માટે ગભરાય તેવો નથી, તેમ છતાં તું યુદ્ધ કર્યા વિના ઉભો રહે, અને મારૂ પરાક્રમ જો હું તેઓને કેવો નસાડુ છું!

અભિમુન્ય—સાબાશ ભાઈ! મને તારા તરફની મોટી હામ છે. પણુ આ માયાવી રથને શિવ બાણુવડે કરીને કોઇ અલોપ કરશે તે વખતે મારી બુરી દશા થશે, ખરેખરો અણુભંગ રથ શિવાય યુદ્ધ કરવું કેમ ફાવશે!

ગટોત્કચ્છ—હું સર્વ બાબતની સરત રાખીશ,—હમણાં આ માયાવી રથથી ચલાવ્ય, અને તું કૌરવની સેન્યા સાંમો થઈ જા અને હું યાદવની સેન્યા સામે યુદ્ધ કરીશ,—( આ પ્રમાણે ગટોત્કચ્છનું વચન સાંભળી અભિમુન્યુ કૌરવની સેન્યામાં રથ હંકારીને ચાલ્યો—અને ગટોત્કચ્છ યાદવની સેના સામો થયો ત્યાં શ્રી કૃષ્ણનો પુત્ર પ્રદ્યુમ્ન મોખરે ઉભો હતો તે બોલ્યો )

પ્રદુમન—(ગટોત્કચ્છને જોઇને) એ રાક્ષસીના પુત્રા શું તું મારા સામે યુદ્ધ કરવા આવ્યો છે કે શું ત્હેં જીવવાની આશા મુકી દીધી છે કે હે નીચ કુળના! જરાક વિચાર કર, તારૂ કુળ ક્ષત્રીનું શુદ્ધ નથી, તારી મુખ્ય પેઢીમાં સંતનું રાજાએ માછીની છોડીને પરણ્યો હતો, તારા બાપનો કાકો હતો તે વરેલી છતાં નંદીની સ્ત્રીને લાવ્યો. કુંતાના પાંચે પુત્ર કુંવારા હતા, તેમાંથી એકને ફક્ત અમારી ફાઇને દીધી, તું શું જોઇને અમારા સામે યુદ્ધ કરવા સારૂ આવ્યો છો વળી તારો બાપ ભીમ તેને કોણુ કન્યા આપે છતાં

તેને તારી આ વરી તેથી તું રાક્ષસીનો પુત્ર છે માટે મારા સામે યુદ્ધને લાયક નથી; વળી એમ છતાં પણ અમારી કન્યાનું ત્હેં હરણ કર્યું માટે તારૂ મરણ નજીકજ આવી પોહોચ્યું છે; માટે તયાર થા.

ગટોત્કચ્છ—અલ્યા વિચાર કરીને બોલ્યા તારી જાત હું સારી પેઠે જાણું છું, તારો દાદો વાસુદેવને કંસ રાક્ષસે કન્યા દીધી છે તે કેમ યાદ નથી કરતો,–તારા બાપે કંસના ભયથી ગોકુળમાં બાલ્યાવસ્થા પારકે ઘેર ઘેર છાશ ખાઇને અને ગાયો ચારીને ગુજારીએ કેમ નથી યાદ કરતો, અલ્યાઓ મિથ્યા ભિમાની! તારૂ પરાક્રમ કેટલુ છે તે હું જાણું છું, અને તુંજ વિચાર કરકે. તારા બાપને કોણે કન્યા આપી છો જ્યાં ત્યાંથી હરણ કરીને લાવ્યો છે, રૂક્ષમણીને અંબીકા માતામાંથી હરણ કરીને લાવ્યો છે,–નરકાસુર રાક્ષસને મારીને સોળ હજાર સ્ત્રીયોને લાવ્યો છે,—જાબુવંત સાથે યુદ્ધ કરીને રીછડી પકડી લાવ્યો છે, અલ્યા આ શિવાય તારા બાપની વાતોના મોટા મોટા પોટલા ભરી મુકયા છે પણ આ વખત યુદ્ધનો છે માટે વધારે કહે તો નથી. પણ એટલુંજ કહુછું કે તારૂ કુળ છે તેને ઢાંકી મુકય એટલે બસ.

પ્રધુમ્ન—( ગટોત્કચ્છનાં વચન સાંભળી ક્રોધથી રાતો થયેલો ) અરે ઓ ભીમના પુત્ર ! તું મદમસ્ત થએલો, અભિમાનમાં અંધ થએલો અહિંયા આવ્યો છું પણ યાદ રાખજે કે હવે પ્રધુમ્નના સપાટામાં આવેલો બચવાનો નથી, હું એકજ બાણથી તને આકાશમાં ભમાવીને સમુદ્રમાંજ ડુબાડી દઇશ.

ગટોત્કચ્છ—તારા સેંકડો બાણ તો મારા પેટમાં સમાઈ ગએલા બાહેર નીકળવા પામશે નહી, તારો શો હીસાબ છે ! ( આ પ્રમાણે ગટોત્કચ્છ અને પ્રધુમ્નનો યુદ્ધમાં સંવાદ થયો, હવે કૌરવની સેનાના મોખરે મુખ્ય કારણુ પોતાના બન્યો પુત્ર વ્રશકેતુ અને ચંદ્રકેતુને લઇને ઉભો હતો તે સામે અભિમુન્ય આવે છે. )

કરણુ—( અભિમુન્ય પ્રત્યે ) એ છોકરા ! તું શા માટે યુદ્ધ કરવા આવ્યો છું ! કન્યાને અમારે સ્વાધીન કર ! નાહક મરણના સપાટામાં શામાટે ફસાય છે !

અભિમુન્ય—મરણ તો બધાયને છે; શું તું અમર થવા ઇચ્છે છે !

અરે ! તારા અભિમાનનોજ ખંડન કરવાને હું આવ્યો છું યાદ રાખ્ય,

વૃશકેતુ } ( કરણ પ્રત્યે ) હે પીતાજી ! અમે બન્નેભાઇ તેજ સાથે
ચંદ્રકેતુ } યુદ્ધ કરીશું આપ બાજુએ ઉભા રહીને જોયાં કરો. તેની સાથે આપે યુદ્ધ કરવું ન ઘટે.

( બન્ને પુત્રનુ વચન સાંભળીને કરણ બાજુએ ઉભો રહે છે. )

( વૃશકેતુ અને ચંદ્રકેતુ એ બન્નેજણા અભિમુન્ય સાથે સંગ્રામ કરવાને તત્પર થયા બન્નો રથ ઉપર આરૂઢ થઈ ગયા, ધનુશમાં બાણનું સંધાન કરીને ટંકાર કરવા લાગ્યા આ વખતે કૌરવ સેન્યા પણ સજ્જ થઈ ગઈ.

## હરીગીત છંદ.

કૌરવ તણું દળ ખુબ ઉલટ્યુ ખડગ ખાંડાં કરધરે
ગેડી ગદા ત્રંબાલુ લઇને અતિ હોંકારા કરે
બહુ તીર છુટે બાણ ખુટે પણછ તુટે જોરથી
સંભળાય શબ્દ ન લેશ ત્યાં તો શુભટ કેરા સ્હોરથી
બહુ માર મારે અતિ પ્રકારે ચીસ પાડે જગમાં
અભિમુન્ય છોડે બાણ કાઢે પ્રાણ શત્રુ અંગમાં
ચારે તરફ માયાવિ રાક્ષસ ભીમ સુત પેદા કરે
આકાશ છાયો ધુળથી પથ્થર ઘણા સિરપર પડે
કહિં વૃક્ષ લાવે વૃશાલાવે છેક અંધારૂ કરે
કૌરવ તણા દળમાં મહા ભયકારી રાક્ષસતો ફરે
ગોફણ ગલોલથી આવ ફેંકે શીશ ફુટે શૂરના
ભંગાણ પાડયું રીપુદળમાં જુવે સઘળુ દુરના
ધડુડાટ ઘનમાં ઘોશ ગર્જે રાક્ષસી માયા રચી.
ચારે તરફ પોકાર ચાલે રાક્ષસીયો બહુ મચી,
કરઝાલીને આકાશ ફેંકે પડે પૃથ્વિપર તદા
કદી રહ્યો પ્રાણ શરીરમાં તો તે ઉપર ફેંકે ગદા.

( કૌરવ અને જાદવોમાં માયાવી રાક્ષસોના અપાર ટોળા થઇ ગયાં ગટોત્કચ્છ, આકાશમાં રહિને પ્રદ્યુમ્ન ઉપર અને જાદવ સેના ઉપર પથ્થરનો વરસાદ વરસાવવા લાગ્યો. આ વખતે જાદવ સેના કાયર કાયર થઈ ગઈ, આકાશમાં અંધારૂ થઇ ગયું ચારે તરફ સોરબકોર થવા લાગ્યો. આ તરફ કૌરવની સેનામાં અભિમુન્યના સામે કરણના બે પુત્ર જે કે વૃષ કેતુ અને ચંદ્રકેતુ બાણનો વરસાદ વરસાવવા લા-

આ, જેમ જેમ બાણુ આવતાં ગયાં તેમ તેમ અભિમુન્યે તે બાણો-નું ખંડન કરવા માંડયું, આ વખતે અભિમુન્યે નાગાસ્ત્ર બાણુ મુક્યું તેથી કરણુના બે પુત્ર વૃષકેતુ અને ચંદ્રકેતુ એ બંધાઇ ગયા પોતા-ના પુત્ર પ્રત્યે કહેવા લાગ્યો કે એ અભિમુન્યનો ગર્વ ખંડન કરવા-ની તમારામાં શકતી નથી. એમ કહીને ગરૂડાસ્ત્ર બાંણુ મુકીને પો-તાના પુત્રને બંધનમાંથી તે કરણે મુક્ત કર્યા-પછી કરણુ પોતાનો રથ આગળ કરીને અભિમુન્ય પ્રત્યે યુદ્ધ કરવા લાગ્યો, કરણુની સાથે અત્યંત તુમુલ સંગ્રામ થવા લાગ્યો, આ યુદ્ધ જોઇને કૌરવ દળ વિ-સ્મય પાંમ્યું, એટલામાં કરણે શીવ બાંણુ લઇને અભિમુન્ય ઉપર ફેંકયું એટલે અભિમુન્યનો જે માયાવી રથ હતો તે ગેબ થઈ ગયો, આ તમાસો જોઇને કરણે અભિમુન્ય ઉપર બાંણુનો વરસાદ ચલા-વ્યો રથ વીનાનો થએલો અભિમુન્ય બાંણુથી છવાઈ ગયો, આ વ-ખતે ગટોત્કચ્છને તેણે પોકાર કર્યો પણ કાંણુ સાંભળે ! અત્યંત સોર બકોર અને ગર્જના ચાલતી હતી, અભિમુન્યના અંગ ઉપર કરણુના અનેક બાંણુએ પ્રવેશ કર્યો તેથી તેનું અંગ ચારણી જેવું થઇ ગ-યું; અભિમુન્યે જાણ્યું કે હવે મારૂ મોહોત નજીક આવ્યું, હે ગટો-ત્કચ્છ ભાઇ ! તું આ વખતે કયાં ગયો છે ! મારા તરફ દ્રષ્ટી કર, કેમકે મારી પાસે રથ નથી, એટલું કહે છે એટલામાં ગટોત્કચ્છની દ્રષ્ટી અભિમુન્ય ઉપર ગઈ, અભિમુન્યની સ્થિતિ કરણે છેક આ પ્રમાણે કરી છે એવું જોતાંજ તે આકાશમાંથી જેમ તારો ખરે તેમ દુર્યોધનનો બનેવી જયદ્રથ રથમાં બેઠો હતો ત્યાં આવીને જયદ્રથને અચાનક પકડીને એક બાજુએ દુર ફેંકી દીધો જયદ્રથ-ના આવતા આવતામાં ગટોત્કચ્છ જયદ્રથના રથમાં બેશીને ઘોડાની લગામ પકડીને અભિમુન્યને રથ આપ્યો, અને અભિમુન્યને તેમાં બેસાર્યો, ગટોત્કચ્છે અભિમુન્યને કહ્યું કે હે વિરા ! તું કાંઇ ફીકર રાખતો નહી, હું બે બાજુએ સરત રાખુ છું એમ કહીને ત્યાંથી આકાશમાં તેણે ગમન કર્યું ત્યાંથી એકદમ ખરરર કરીને જાદવની સેન્યાંમાં પ્રદ્યુમ્નના રથ ઉપર પડયો અને તે રથ મસ્તક ઉપર ઉ-પડયો અને તે રથ મસ્તક ઉપર ઉપાડીને આકાશમાં ચાલ્યો ગટો-ત્કચ્છ કહ્યું કે અરે પ્રદ્યુમ્ન ! સાંભળ હવે તારો રથ સમુદ્રમાં તારા સુધાં ફેંકી દઉં છું, તે સાંભળીને પ્રદ્યુમ્નને ફાળ પડી, તેણે હાથમાં બાણ પકડીને ગટોત્કચ્છને મારવાની તયારી કરી એટલામાં ગટો-ત્કચ્છ તે રથને દ્વારકામાં ફેંકી દીધો. પ્રદ્યુમ્ન જણાયો નહી તેથી

જાદવની સેન્યામાં ભંગાણુ થયું; અને જાદવો નાશા નાશ કરવા લાગ્યા આ વખતે હજારો રાક્ષસ અને માયાવી રાક્ષસીઓએ જાદવોની પુઠ પકડીને નસાડ્યા આમ થયા પછી ગટોત્કચ્છે તે રાક્ષસીસેના સાથે કૌરવ દળમાં પ્રવેશ કર્યો; આ વખતે કરણુ રાજાએ અભિમુન્યને યુદ્ધમાં ઘણો ગભરાવ્યો હતો તે જોઇને ગટોત્કચ્છને ઘણો ક્રોધ ચઢયો, તેણે કરણુના રથ નીચે પ્રવેશ કરીને રથ સુદ્ધાં આકાશનો માર્ગ ઝાલ્યો; આ વખતે કરણુ ગભરાયો અને બોલ્યો કે ઓ ગટોત્કચ્છ ! તુ કપટ કરીને રથ ઉઠાવે છે તે કરતાં સામો થઇને મારી સામે યુદ્ધ કર, ગટોત્કચ્છે ઉત્તર આપ્યો કે અમારૂ કામજ આ પ્રમાણે છે. હવે તો તારા શુધાં આ રથ સમુદ્રમાં નાંખી દઉં છું—ગટોત્કચ્છનું વચન સાંભળીને કરણે બીજાં હથીયાર રથમાં મુકી વાંકો વળીને ગટોત્કછને બાંણુ મારવા જાય છે. એટલામાં તેણે સમુદ્રના એક બેટમાં રથ ફેકી દીધો; સબબ કરણુને ત્યાંજ રાખ્યો; આ કામ કર્યા પછી કૌરવ સેનામાં દુર્યોધન હાથી ઉપર બેઠો હતો ત્યાં ગટોત્કચ્છ આવી પોહોચ્યો. હાથી ઉપરથી દુર્યોધનને જમીન ઉપર પાડી નાંખીને પુષ્કળ માર માર્યો આ વખતે શકુની મામો ત્યાંથી જીવ લૈને નાશી ગયો દુર્યોધન ગટોત્કચ્છના મારથી બહુ અકળાયો. તેંણે માફી માગી. અને લાચાર થયો એટલે છોડી દીધો; આમ થવાથી કૌરવની સેનામાં ભંગાણુ થયું. કેમકે કરણુના રથનો પત્તો લાગતો નથી. તેમજ જયદ્રથનો રથ અભિમુન્ય પાસે ગયો. તેમજ દુર્યોધનને માર વાગવાથી અશક્ત થયો. અને સેનામાં ઘણો ભાગ ઘાયલ થયો છે, એમ જાણી નાશાનાશ થવા લાગી, આ વખતે ગટોત્કચ્છે રાક્ષસ અને રાક્ષસીયો લોપ કરી નાંખી, અને તે અભિમુન્યની જોડે રથમાં બેસી ગયો આ પ્રમાણે થયું એટલે બળદેવજીને ક્રોધ ચઢયો. તેમણે હળમુશળ પોતાના હાથમાં લીધુ. જ્યારે બળદેવજીએ આમ કર્યું ત્યારે શ્રીકૃષ્ણ ભગવાને ચક્ર ચઢાવ્યું; તે જોઇને ભીષ્મપિતા બોલ્યા કે જોઇ વિચારીને આયુદ્ધ ધારણ કરજો, જો યુદ્ધમાં પક્ષ ખેંચશો તો અમારે તમારે લડાઈ થશે, ત્યારે બળદેવજીએ કહ્યું કે તે બન્યો છોકરાઓનેજ મારવા મ્હેં હળમુશળ લીધું છે. છતાં તમે શા માટે મને રોકો છો! ભિષ્મપીતાએ કહ્યું કે તે અભિમુન્ય અમારોજ છોકરો છે. છતાં તેને કેમ મારવા દઇશું ! એટલે બળદેવજીએ શ્રીકૃષ્ણ પ્રત્યે એવું કહ્યું કે ભીષ્મપિતા આપણી સાથે યુદ્ધ કરવા કદી તયાર થતા હોય તો તમે આ ચારેની સાથે યુદ્ધ કરો અને હું પેલા ગટોત્કચ્છ અને અભિમુન્યનો નાશ કરવા જાઉછું.

એ સાંભળીને શ્રીકૃષ્ણે હાથ ઉપર ચક્ર ચઢાવીને બળદેવજીને કહ્યું કે તમે તે છોકરાંને મારવા જશો તો આ ચક્ર જાદવ સેન્યા ઉપર હું ફેકીશ એટલે તેઓનો સંહાર થઈ જશે.

બળદેવ—એમ કેમ બને ! જાદવોએ શો ગુનો કર્યો છે !

કૃષ્ણ—ત્યારે એ છોકરાંએ શો ગુનો કર્યો છે !

બળદેવ—તેણે કન્યાનું હરણ કર્યું, એ વાત તમારી અજાણી છે કે !

કૃષ્ણ—તેણે વ્યાજબી કર્યું છે, કેમકે તેની સાથે પ્રથમ તમેજ વિવાહ કર્યો હતો તે શું તમારૂ અજાણ્યું છે કે !

બળદેવ—હે ભાઇ ! હે અશરણ શરણ કૃષ્ણ આ બધુ તારૂજ કામ જણાય છે. એમ તારા બોલવાથી સમઝાયું; (એમ કહીને ક્રોધથી હળમુશળ જમીન ઉપર પટકીને ફેંકે છે પછી) હે ભાઈ જ્યારે તાહારી ઇચ્છાનું સાર કામ થયું તો પછી તેમાં હું હાથ ઘાલતો નથી.

ભીષ્મપિતા—(કૃષ્ણ પ્રત્યે) હે કૃષ્ણ પ્રભુ ! તમે બરાબર ન્યાય કર્યો છે, એથી અમારૂ અંતઃકરણ પ્રસન્ન છે. પેલા ગટોત્કચ્છને અને અભિમુન્યને આપણી પાસે બોલાવો.

શ્રીકૃષ્ણ—બરાબર છે બોલાવવાજ જોઇએ (એમ કહીને દુરથી હાથથી સાન કરીને તે બન્યો ને શ્રીકૃષ્ણ બોલાવે છે એટલે ગટોત્કચ્છ અને અભિમુન્ય એ બન્યો આવે છે. તેઓ ભિષ્મપિતા, દ્રોણાચાર્ય કૃપાચાર્ય. અશ્વસ્થામાં અને શ્રીકૃષ્ણ તથા બળદેવજીને નીચા નમીને સાષ્ટાંગ દંડવત પ્રમાણ કરે છે એટલે સરવે તેમના મસ્તક ઉપર હાથ મુકીને આશિર્વાદ આપે છે.

(ઉપર બનેલો તમાસો જોઇને દુર્યોધન, કરણ, શકુની અને દુશાસન એ સઘળાએ જાણ્યું જે આપણા હાથથી હવે કન્યા ગઇ, માટે હવે બળદેવજીને આ વખતે કાંઇક કહીએ એમ વિચાર કરીને)

દુર્યોધન—(બળદેવજી પ્રત્યે) હે બળદેવજી ! જ્યારે ને ત્યારે પાંડવો વિઘ્ન કરે છે, આ વખતે પણ તમે નજરે જોયું. હવે અમે તો અમારી સ્ત્રીયોને આગળ વિદાય કરી છે અમે તમને કહીએ છીએ કે સુરેખા કન્યા અમને આપો તો અમે ઘેર જઇએ.

બળદેજી—( લાલ નેત્ર કરી ક્રોધથી ) અરે અધમ ! તું શું બોલે છે ! તું જાણે છે કે સુરેખા અભિમુન્ય સાથે વરી ચુકી છે. હવે શુ સમજીને મારી પાસે માગણી કરે છે ! ચાલ્યો

જા અહીંથી નહી તો આ હળ મુશળથી તારૂ મૃત્યુ કરીશ (એમ કહીને બળદેવજી હાથમાં હળ લેવા જાય છે એટલે ચારે જણા મુઠીયેવાળીને ત્યાંથી નાશી જાય છે.

શ્રીકૃષ્ણ—(ભીષ્મપિતા પ્રત્યે) જાયું કે ! આટલું થયું તોયે દુર્યોધન કન્યા લેવાની ઇચ્છા રાખે છે.

ભિષ્મપિતા—તે માત્ર અ વિવેક છે.

કૃપાચાર્ય—(અભિમુન્ય અને ગટોત્કચ્છ પ્રત્યે) હે પુત્ર ! તમારૂ પરાક્રમ જોઇને અમને સંતોષ થાય છે.

અભિમુન્ય—હે ગુરૂ ! એ તમામ આપની કૃપા જોઇએ;

ભિષ્મપીતા—(અભિમુન્ય પ્રત્યે) હે અભિમુન્ય ! તેં તારા પીતાનું નામ રાખ્યું છે. તેમજ તેં તારા મોસાળનું પાણી ઝળકાવ્યું છે, તને એટલી શિખામણ દઉ છુ કે હાલ તું હસ્તિનાપુર જતો નહી, તારો પિતા વનવાસ ભોગવતા સુધી હેડંબાવનમાં આ પરાક્રમી ગટોત્કચ્છને ઘેર રહે જે કેમકે કૌરવો કપટી અને ખળ છે તેઓ સ્વાર્થી અને નિર્દય છે માટે હરેક પ્રકારે ઉપદ્રવ કર્યા વિના રહેનાર નથી.

અભિમુન્ય—(મસ્તક નમાવીને) આપની આજ્ઞા માથે ચઢાવું છું—માત્ર કુંતા માતાજીની સંભાળ આપ રાખજો. તે વિદુરજીને ત્યાં રહે છે.

ભિષ્મપિતા—તેમની કોઇ પ્રકારે ચિંતા કરશો નહીં.

અભિમુન્ય—(ભીષ્મ વીગરે બળદેવ કૃષ્ણ પ્રત્યે) આપને હું અભિવંદન કરૂ છું (એમ કહીને પગે લાગે છે.

ભિષ્મપિતા વીગરે પાંચ માણસો } સુખી રહેજો અને આનંદ મેળવજો (એમ કહીને અભિમુન્ય અને ગટોત્કચ્છના મસ્તક ઉપર ભિષ્મપિતા વીગરે અને શ્રીકૃષ્ણ અને બળદેવજીએ હાથ મુકી આશિર્વાદ આપ્યો પછી ભીષ્મપીતા, કૃપાચાર્ય અને દ્રોણાચાર્યે કહ્યું કે) હવે અમે જઇએ છીએ કેમકે કૌરવો હસ્તીનાપુર જવાને નગર બાહેર નીકળી ચુકયા છે.

(એમ કહીને ભિષ્મપિતા દ્રોણ, કૃપાચાર્ય નીકળી પડે છે.)

બળદેવજી—(ગટોત્કચ્છ પ્રત્યે) કેમ છોકરા ! સુરેખાને કયાં રાખી છે !

ગટોત્કચ્છ—હે દયા સિંધુ ! તેમને અત્યંત સુખ સંપમાં અને આનંદમાં રાખ્યા છે. આપણી આજ્ઞા હોય તો ક્ષણિકમાં લાવું.

બળદેવજી—હું અને કૃષ્ણ પ્રભુ તથા અભિમુન્ય અહિયાં ઉભા છીએ, અને જ્યાં સુરેખા હોય ત્યાંથી અહિંયાં લાવ્ય.

ગટોત્કચ્છ—જેવો આપનો હુકમ ( એમ કહીને જાય છે ) થોડીક-
વાર થાય છે એટલે સોનાના મ્યાનામાં બેસારીને ચાર
ઉચકનારા સાથે ત્યાં આવે છે, પછી ) હે માહારાજ
જુવો આ સુરેખા !

બળદેવજી—(સુરેખાને જોઇને ) કેમ બેટા ! સુખી છે ને !

સુરેખા—હા પીતાજી ! મને કોઈ પ્રકારનું દુખ નથી; હું ઘણા સુ-
ખમાં હતી.

બળદેવજી—( અભિમુન્ય પ્રત્યે ) હે અભિમુન્ય ! તમે હાલ હેડંબાવ-
નમાં રહેવાના છો માટે સુરેખાને હું મોકલતો નથી,
જ્યારે તમે અહીયાં તેને તેડવા આવશો ત્યારે મોકલીશ,
તમે અહીયાં રેહેવાની ઇચ્છા રાખતા હોતો સુખેથી
બન્યો ભાઈ રહો.

અભિમુન્ય—હે મુરબ્બી ! આપને ત્યાં રહેવાની મને કાંઇ નવાઇ
નથી, આપ અમારી સંભાળ લેનાર શિરછત્ર છો, પણ
હાલ ગટોત્કચ્છનો આગ્રહ મારા માટે વિશેષ છે તેથી
હમણાં હું ત્યાંજ જાઉં છું.

ગટોત્કચ્છ—(બલદેવજી પ્રત્યે) હે પ્રભુ ! હાલ અમે બન્યો ભાઇ ભેગા
રહીશું. આપની અને કૃષ્ણ મહારાજની કૃપા છે એટલે
અમને આનંદ છે.

શ્રીકૃષ્ણ—તથાસ્તું.

બળદેવજી—તથાસ્તુ પણ એટલું કહુ છું કે હવે કૌરવના દળ સાથે
રહેશો નહી જુદો રસ્તો પકડજો.

ગટોત્કચ્છ—હે માહારાજ અમારો રસ્તો જુદો છે, હવે અમે આજ્ઞા
માગીયે છીએ. ( એમ કહીને ગટોત્કચ્છ અને અભિમુન્ય
કૃષ્ણ અને બળદેવના ચરણમાં મસ્તક નમાવે છે. )

કૃષ્ણ અને બળદેવ } (મસ્તક ઉપર હાથ મુકીને ) તમે આનંદમાં રહો.

અભિમુન્ય અને ગટોત્કચ્છ જાય છે—તેજ પ્રમાણે કૃષ્ણ બળદેવ
સુરેખાને લઇને ઘેર જાય છે. )

ગટોત્કચ્છ—( નગર બાહેર આવીને) ભાઇ ! કૌરવો સરાસરી એક
કોસ દુર ગયા હશે. કૌરવોની આગળ એક દીવસ અગાઉ
તેમની સ્ત્રીઓ નીકળી પડી છે. માટે તું હેડંબાવનનો રસ્તો
પકડ તારી જોડે માયાવી રાક્ષસો તૈયાર કરીને મોકલુછું.

તેથી હરકત પડશે નહી. (એમ કહીને માયાવી રાક્ષસો તયાર કરે છે તે રાક્ષસના કાંધ ઉપર બેસારીને અભિમુન્યને હેડંબાવન તરફ વિદાય કરવાને મોકલે છે પછી કહે છે કે હું કૌરવની સ્ત્રીયોમાં કૌતક કરીને અને હસ્તીનાપુર જઇને રસ્તામાંજ તને પાછો મળુછું. (એમ કહીને ગટોત્કચ્છ ત્યાંથી ચાલતો થયો. અને અભિમુન્ય તે રાક્ષસો સાથે હેડંબાવનના રસ્તે ચાલવા માંડે છે.

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—વેરાન જંગલ.

પાત્ર,—ભાનુમતિ, તથા તમામ કૌરવની સ્ત્રીયો.

(કૌરવની સ્ત્રીયો રક્ષકાર સ્વાર સાથે કૌરવ સેન્યાની આગળ આગળ એક મજલ દુર જાય છે ત્યાં ગટોત્કચ્છ, દુર્યોધનનું રૂપ ધારણ કરીને સો પુત્ર સાથે ત્યાં આવી પોહોચે છે, (આ જગોએ દુર્યોધનને ગટોત્કચ્છ સમજવો.)

ભાનુમતિ—(સુલોચના પ્રત્યે) આહાહા! પાછળ દ્રષ્ટી કરતાં એમ જણાય છે કે કન્યાને લઇને કૌરવ રાજા આવતા હોય એમ જણાય છે.

સુલોચના—હા રાણી સાહેબ એમજ છે, આપણે ઉભા રહો તે હમણાંજ આવી પોહોચશે.

(થોડીવાર થાય છે એટલામાં દુર્યોધનનો વેશ લેનાર ગટોત્કચ્છ સો ભાઇયો સાથે આવી પોહોચે છે; પછી તેમને જોઇને અતિ હર્ષ પામેલી ઉમંગવાળી સુલોચના પુછેછે કે) કેમ કન્યાને લાવ્યા કે!

દુર્યોધન રૂપ ધારણ કરનાર } શું લાવે તારૂં કપાળ! તમે રાંડો નિર્ભાગણીયોનાં કોણ જાણે કેવા પગલાં દ્વારકામાં આવ્યાં કે તે કન્યા હાથથી ગઇ.

ભાનુમતિ વિગેરે સ્ત્રીયો. } તમેજ નિર્ભાગી છો કે બાયલા જેવા પાછા આવ્યા અમે શું કરીયે!

દુર્યોધનરૂપી—રાંડ ફાટી કે! (એમ કહીને ભાનુમતિનો ચોટલો પકડીને ખુબ માર માર્યો તે સાથે દુર્યોધનના ભાઇના વેશે આવેલા હતા તે સર્વે ભાઇયો બાકીની સ્ત્રીયોના કેશ પકડી પકડીને કોઇને તમાચો, કોઇને છક્કડ કોઇને પાટુ મારી મારીને બુમરાણુ પડાવી,—કૈકના વસ્ત્ર ખેંચી કાઢયાં કૈકને સોટીયોના માર મારીને સોલ ઉઠાડયા. આ પ્રમાણે બુમરાણુ થઇ રહી.

સુલોચના—અરે પ્રભુ ! મ્હારી જીંદગીમાં મ્હેં તથા આ તમામ સ્રીયોએ માર ખાધો નથી અને આજે આશો ગજબ થઈ ગયો ઓ મારા બાપ ( એમ કહીને રૂદન કરવા લાગી )

( એટલામાં દુરથી ઘોડાઓની ખરીયો સાંભળી એટલે અહિયાં તમામ લોપ થઇ ગયા થોડીવાર થાય છે એટલે દુર્યોધન, કરણ વીગરે તમામ કૌરવો આવી પોહોચ્યા. તેઓ સઘળી સ્રીયોના નેત્રમાંથી આંસુની ધારા ચાલતી જોઇને )

દુર્યોધન—( રાંણી સુલોચના પ્રત્યે ) કેમ કેમ ! શા માટે રૂવો છો !

સુલોચના—વાહ-તમે પણ ખરા, હમણાં તમે મને મારી મારીને અડ્દાળો કાઢી નાંખ્યો છે. ને વળી કેમ શું છે એમ અજાણ્યા થઇને પુછોછો એ શું !

દુર્યોધન—અરે અમે તો હમણાંજ પાછળ ચાલ્યા આવીયે છીએ

સુલોચના—તમેજ માર માર્યો છે તમારા ભાઇયોએ આ બધી સ્રીયોનાં વસ્ત્ર ખેંચીને માર માર્યો છે.

દુર્યોધન—( શકુની મામા પ્રત્યે ) ઓ મામા ! આશો ગજબ ! કેમ થયું હશે !

શકુનિ—( કપાળે હાથ મુકીને ) અરે ભાઇ શું પુછોછો ! પેલો ગટોત્કચ્છે આ કામ કર્યું છે સમજ્યા કે ! તમે દ્રુપતિનું વસ્ત્ર હરણ કર્યું હતું તેનું એણે વેર વાળ્યું તમે એકનું વસ્ત્ર હરણ કર્યું તો આ માયાવીએ તમારી સઘળી સ્રીયોનાં વસ્ત્ર હરણ કર્યાં, અરેરે આ ગટોત્કચ્છ સહુથી ભુંડો છે એને કોઇ કાળે છેડવો નહીં.

દુર્યોધન—હવે આપણે સઘળા સાથે સાથે ચાલો–જ્યારે સ્રીયોને આપણે સુની મુકી ત્યારે તેને લાગ આવ્યો—અરે એતો આપણી જ ભુલ છે.

( એમ કહીને ત્યાંથી ચાલવા માંડે છે. )

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ-હસ્તિનાપુર

પાત્ર, ધૃતરાષ્ટ્ર, વીદુરજી વીગેરે સભા.

( હસ્તિનાપુરમાં ગટોત્કચ્છ શકુની મામાનું સ્વરૂપ ધારણ કરીને આવે છે. )

ધૃતરાષ્ટ્ર—( વિદુરજી પ્રત્યે ) હે વિદુરજી હજી સુધી દ્વારીકામાં આપણા પુત્રો કેમ ટક્યા હશે!

વિદુરજી—બળદેવજીને પણ કન્યા પરણાવવાનો લ્હાવો છે માટે કદાપી બે દીવશ વધારે આગ્રહ કરીને રાખ્યા હશે;

ધૃતરાષ્ટ—હા. એમ પણ હોય,

( એટલામાં શકુની મામો પ્રવેશ કરે છે. તે ધૃતરાષ્ટને અભિવંદન કરે છે.

**શકુનિ**—( ધૃતરાષ્ટ્ર પ્રત્યે ) હે રાજના આપને અભિવંદન કરૂછું.
**ધૃતરાષ્ટ**—કોણ શકુનિ !
**શકુનિ**—હાજી હુ શકુનિ !
**ધૃતરાષ્ટ**—તમે આગળ ક્યાંથી આવી પોહોચ્યા હમણાંજ તમારી વાત ચાલતી હતી. કે બે દીવસ વધારે કેમ થયા!
**શકુનિ**—શિવ શિવ શિવ શિવ શિવ;
ધૃતરાષ્ટ—કેમ બધા કુશલ છે ને! તમારાથી તે કેટલે છેટે છે!
શકુનિ—હે પ્રભુ! આ અક્કરમી શકુનિનો પ્રાંણુ કેમ નીકળી પડતો નથી કે હસ્તિનાપુરમાં પાછો આવ્યો!
ધૃતરાષ્ટ—( એકદમ અધિરો થઇને ) અરે શકુનિ! તમે આ શું બોલો છો! કાંઇ અનિષ્ટ પરીણામ થયો કે શું!
શકુનિ—ઓ મારા બાપરે આ માહારૂ હ્રદય ભેદાઇ જાય છે. આ માહારો કંઠ ડચુરાથી બંધ થઇ જાય છે. હે પ્રભુ આ પ્રાણને ખેંચી લે; ( એમ કહીને જમીન ઉપર પડી જાય છે અને મુર્છા આવે છે )
ધૃતરાષ્ટ—અરે શકુનિ જમીન ઉપર પડી ગયો કે શું ! હે વિદુરજી તે શકુનિને તપાસો.
વિદુરજી—( ધૃતરાષ્ટ્ર પ્રત્યે ) હે માહારાજ ! શું તપાસું ! તેને એકદમ મુર્છા આવી ગઈ છે.
ધૃતરાષ્ટ—અરે હાય ! કાંઈક અનિષ્ટ સમાચાર છે, એમાં કંઇ જ શક નથી.
શકુનીને થોડીવારમાં મુર્છા વળે છે એટલે બેઠો થાય છે પછી )
વિદુરજી—( ધૃતરાષ્ટ પ્રયે ) હે રાજન શકુનિને મુર્છા વળી છે હવે જે પુછવુ હોય તે પુછો.
ધૃતરાષ્ટ—હે ભાઇ જે હોય તે કહી દે શી રીતે થયું !
શકુનિ—હે રાજન ! દ્વારકામાં અભિમુન્ય અને ગટોત્કચ્છ એ બન્યો એ સુરેખાને માટે તુમુલ સંગ્રામ કર્યુ હતું જેમાં દુર્યોધન કરણ શલ્ય દુશાસન ભિષ્મ જયદ્રથ ઇત્યાદીક તમામનો નાશ થયો છે સ્ત્રીયો તમામ મરણ પામી છે હું જીવલેને અહિયાં આવતો રહ્યો છું અરેરે કોઇ પણ બચ્યું નથી માત્ર હું એકલો નીચા નશિબનો કે આ દુઃખદાયક સમાચારને માટે જીવતો રાખ્યો; ( એમ કહીને મોટી બુમ પાડીને છાતી કુટવા મચી જાય છે.
ધૃતરાષ્ટ—( આસન ઉપરથી એકદમ મુર્છા પામે છે પછી સાવધ થૈને બેઠો થાય છે.) હે શકુનિ ! પછી બીજુ કેમ થયું !
શકુનિ—પછી પેલો ગટોત્કચ્છ અને અભિમુન્યયે એવો વિચાર કર્યો કે હસ્તિનાપુરમાં રાજવિલાસ અને મોટાં મોટા મહેલ છે તે આપણે ભોગવીશું—તેઓ થોડી મુદતમાં અહિયાં આવીને

બધુ રાજ્ય કબજ કરશે અને તમામ મોટી મોટી ઇમારતોને કબજે કરશે.

ધૃતરાષ્ટ—અરેરે! હું અકરમી એકલો રહ્યો, હવે આ રાજ્યના સુખની મને જરૂર નથી.—તમામ મોટી મોટી ઇમારતો હજારો મજુરને વળગાડીને ખોદાવીને પાડી નંખાવું છું. પછી હું તપ કરવા સારૂ ચાલ્યો જઇશ, એમ કહીને તે કામ કરાવવાને ધૃતરાષ્ટ્ર ઉભો થયો.

શકુની—(હે રાજન માહારે હવે અહીયાં રહીને શું કરવું છે હું પણ ગંગા નદીના ટીનારા ઉપર તપ કરવા જાઉં છું.

(એમ કહીને શકુનીનો વેશ ધારણ કરનાર ત્યાંથી ચાલ્યો ગયો.)

(ધૃતરાષ્ટ્રે મોટી ઇમારતો ખોદી નંખાવીને મેદાન જેવું કરી નંખાવ્યું પોતે સાધુ જેવો એકજ મકાનમાં રૂદ્રાક્ષની માળા પેહેરીને તથા ભગવા વસ્ત્ર ધારણ કરીને બેશી રહ્યો,—ત્રીજે દીવશે નગરની બાહેર ડંકા વાગવા માંડયા, નગરમાં કૌરવોનો સમુદાય આવી પોહોચ્યો અને રાજ દરબારમાં પ્રવેશ કરવા લાગ્યા ત્યારે તમામ પાડી નાંખેલાં ખડેર જોવામાં આવ્યા આ સઘળું જોઇને)

દુર્યોધન—(મામા શકુનિ પ્રત્યે) હે મામા! આપણાં રાજ્યમંદીર કેવળ પાડી નાંખેલાં કેમ દેખાય છે!

શકુની—અરે રામ રામ! અહિયાં પણ ચિંતા રૂપી અગ્ની! ચાલો પિતાજી કયાં છે તે જોઇએ.

(બંધે તપાસ કરતો એક મકાનની ઓરડીમાં લાકડાની પાટ ઉપર ભગવાં વસ્ત્ર પેહરીને બેઠેલા ધૃતરાષ્ટ્રને જુવે છે ત્યાં દુર્યોધન જઇ પહોંચે છે પછી.)

દુર્યોધન—પિતાજી! હું અભિવંદન કરૂછું!

ધૃતરાષ્ટ્ર—કોંણ! બેટા, દુર્યોધન કે!

દુર્યોધન—હા. એતો હું છું.

ધૃતરાષ્ટ્ર—(માળા એકદમ ફેકી દઇને તેને છાતી સરસો ચોપ્યો અને પોકે પોકે રોવા લાગ્યો) હે પુત્ર! તારા અનિષ્ટ સમાચાર સાંભળયા હતા તમે તમામનો નાશ થયાના સમાચાર શકુનિએ આવીને મને કહ્યા, જો કે હું આંખે દેખતો નથી પણ તે વખતે વીદુરજી હતા તેમજ તેના સુર હુ ઓળખું છું, કે શકુની એજ ખબર આપી છે જ્યારે સર્વે કુળનો નાશ થયો ત્યારે મ્હે તમામ મ્હેલાતો ખોદી નંખાવી, પછી હું સાધુ થૈને બેઠો હતો.

શકુનિ—હે રાજન! હુ તો દુર્યોધનને છોડીને એક પળ પણ ખશ્યો નથી, હું હસ્તીનાપુર આવ્યોજ નથી.

દુર્યોધન—અરે પેલો ગટોત્કચ્છ અહિયાં આવ્યો હશે, અને તેણે આ કામ કરાવ્યું છે.

**શકુનિ—અરે હાય ! એ ગટોત્કચ્છ સરવથી ભુંડામાં ભુંડો છે;—અરે આપણે રહીશું ક્યાં ! શું મોટા મોટા વ્યાપારીયોના મકાન ઉઘાડાવવાનો પ્રસંગ આવ્યો કે ! અરેરે ! હે ગટોત્કચ્છ ત્હેં જે નુકશાન કર્યું છે એવું તો કોઇએ કર્યું નથી. અરેરે પાંચે પાંડવ ઘણા સારા– તેમજ અભિમુન્ય ઘણો સારો પણ ગટોત્કચ્છ તો સ્વમામાં મળશે નહી; અરરરર તોબાહ તોબાહ એનુ નામ પણ લેવું નહીં.**

ધૃતરાષ્ટ્ર—પેલા ભીમનો પુત્ર ખરો કે !

દુર્યોધન—પીતાજી ! તેણે જે કર્યું છે તે તમે સાંભળશો એટલે ક્રોધ ચઢયા વિના નહી રહે પણ તે ક્રોધ શા કામનો ! તેના આગળ કોઇનું કંઇજ ચાલ શકયુ નથી.

ભિષ્મપિતા—( મુખ ઉપર કપડાનો હુચો દઇને હસતા હસતા ) હા એ વાત ખરી છે.

ધૃતરાષ્ટ—તમે સઘળા અત્રે આવ્યા એટલે બંધુએ થશે જે થયુ તે થયું હવે તેનો સંતાપ કરવો જ નહી.

( થોડીવાર સભા રહા પછી સઘળા પોતપોતાને ઘેર ચાલ્યા જાય છે )

---

# પ્રવેશ ૮ મો.

## સ્થળ—હેડંબાવનમાં ગટોત્કચ્છનો અવાસ.

પાત્ર અભિમુન્ય, રાક્ષસ ગણ, પછીથી ગટોત્કચ્છ હેડંબા, અને સૌભદ્રા,

અભિમુન્ય—( રાક્ષસ પ્રત્યે ) અલ્યાભાઇ ! હેડંબાવનમાં તો તું ક્ષણ માત્રમાં લાવ્યો ખરો, આ સામે ઉતમ મહેલ મારા ભાઇનો દેખાય છે પણ ગટોત્કચ્છ વિના એ મહેલમાં એકલો પગ મુકનાર નથી, મારાં કાકી એમ પુછે કે ગટોત્કચ્છ ક્યાં છે તો પછી હું જવાબ શો દઉં !

રાક્ષસ—હે રાજન ! ગટોત્કચ્છ માહારાજની લેશ પણ ચિંતા કરવી નહી. તે જે કામે નીકળે છે તે કામ ફતેહ કરીને આવે છે, જે કાંઇ ઉપદ્રવ થયો હોય તો અમને ખબર પડયા વિના રહે નહી, જુવો આ પોતે આવે છે જોયા કે,

( ગટોત્કચ્છ આવી પોહોચે છે તેને જોઇને અભિમુન્ય ઉભો થઇને **ભેટે છે. સઘળા બનેલા સમાચાર અભિમુન્ય પ્રત્યે ગટોત્કચ્છ કહે છે, તે સાંભળીને )**

અભિમુન્ય—સાબાશ ભાઇ શાબાસ–તમે ખરેખરૂ વૈર વાળ્યું.

( એમ વાતો કરતા કરતા અવાસમાં પ્રવેશ કરે છે પછી હેડંબાને અને સૌભદ્રાને તે બન્ન્યોજણા મસ્તક નમાવે છે તેમને જોઇને તે બન્યે બાઇયો તેમના મસ્તક ઉપર હાથ મુકે છે )

સૌભદ્રા—કેમ બેટા! શુ કરી આવ્યા!

ગટોત્કચ્છ—હે કાકી! ફતેહ ફતેહ સુરેખા કન્યાનું હરણ કર્યું. અને નારદજીના હાથથી અભિમુન્યનુંલગ્ન થઇ ગયું. દુર્યોધન પાશેથી કરોડયો રૂપીયાનુ ધન હર્યું–વસ્ત્ર હર્યાં, ઘરેણાં હર્યાં, તેમને ઓકાવી ઓકાવીને બેજાર કર્યાં. તેમની સાથે સંગ્રામ થયો. અને છેવટે જય મેળવ્યો;

હેડંબા—સાબાશ ત્હેં મિઠાઇની ટોપલીઓ મોકલી ત્યારથીજ મ્હેં ગાંઠ બાંધી કે. માહારા અભિમુન્યનું લગ્ન થશે,

ગટોત્કચ્છ—હે માજી! દસ કરોડ રૂપીયાની રોકડ થેલીયો અને અનગળ અસંખ્ય રૂપીઆના દાગીનાના પોટલા મારા રાક્ષસો જો આ લેતા આવ્યા જોયું કે

સૌભદ્રા—અહાહા! ખરી વાત છે. ધન્ય છે પુત્ર તારી સાહ્યતાથી મારા અભિમુન્યનો ટેક સચવાયો છે.

ગટોત્કચ્છ—હે માજી! વળિ ભિષ્મપિતા કૃષ્ણ તથા કૃપાચાર્ય અશ્વસ્થામા અને દ્રૌણ ગુરૂનો પણ છેવટે આશિર્વાદ મેળવ્યો છે.

સૌભદ્રા—બેટા એ બહુ સારૂ કર્યું તે વૃદ્ધ અને સત્યવક્તા સત્પુરૂષોના આશિર્વાદ ફળયા વિના રહેવાનો નથી,

ગટોત્કચ્છ—હે માજી! વળિ બીજુ કહુછુ તે સાંભળો–ભીષ્મપિતા એ મને કહ્યું છે કે વનવાસ ભોગવીને પાંડવોના આવતા સુધી. સૌભદ્રા અને અભિમુન્યને હેડંબાવનમાં તારે ત્યાંજ રાખજે. તેઓને હસ્તિનાપુર જવા દેશોનહી.

સૌભદ્રા—બેટા ગટોત્કચ્છ, મનેતો અહિયા બહુ ગમે છે, તેમજ તારી સાથે અભિમુન્યને પણ અત્યંત ગમત પડશે;

ગટોત્કચ્છ—હુંતો મારી જીંદગી સુધી અભિમુન્યને અહીથી નહી જવા દઉ.

સૌભદ્રા—હે ભાઇ! તમે બન્યો ભાઇનો નિરંતર એવોજ પ્રેમ કાયમ રહેજો.—ચાલો હવ ભોજનનો વખત થયો છે. તમે થાકીને આવ્યા હશો.

ગટોત્કચ્છ—(અભિમુન્ય પ્રત્યે ) હે ભાઇ! ચાલો આપણે જમવા ઉઠીયે.

અભિમુન્ય—ચાલો.

( સઘળા જમવા ઉઠે છે. )

**નાટક સમાપ્ત.**

# અમારે ત્યાં નીચે લખેલાં પુસ્તકો મળશે

| | | |
|---|---|---|
| મીરાંબાઇ નાટક (બધપદ સાથે) | | રૂ. ૦— |
| મનોહરી નાટક. | ,, | રૂ. ૦— |
| રાણુકદેવી નાટક. | ,, | રૂ. ૦— |
| હરિશ્ચંદ્ર નાટક. | ,, | રૂ. ૦—૮ |
| સુરેખા હરણ નાટક. | ,, | રૂ. ૦—૮—૦ |
| વનરાજ ચાવડાનું નાટક. | ,, | રૂ. ૦—૮—૦ |
| ગોપીચંદ નાટક. | ,, | રૂ. ૦—૮—૦ |
| જગદેવ પરમાર નાટક. | ,, | રૂ. ૦—૮—૦ |
| હલામણ જેઠવા નાટક. | ,, | રૂ. ૦—૮—૦ |
| પ્રથુરાજ ચૌહાણ. | ,, | રૂ. ૦—૮—૦ |
| કરણઘેલો નાટક. | ,, | રૂ. ૦—૮—૦ |
| કામકળાને કામરૂપ વાર્તા. | | રૂ. ૦—૮—૦ |
| રામાયણ. | | રૂ. ૦—૮—૦ |
| કાવ્યદોહન ત્રણે ભાગ સાથે. | | રૂ. ૦—૮—૦ |
| ભાગવત ભાષાંતર મોટું. | | રૂ. ૪—૦—૦ |
| ભાગવત ભાષાંતર નાનું. | | રૂ. ૨—૮—૦ |
| પદબદ્ધ ભારત અઢાર પર્વ સહીત મોટું. | | રૂ. ૩—[illegible]—૦ |

એ શીવાય તમામ જાતના પુસ્તકો ગુજરાતી ઇંગ્રેજી નીશાળોમાં ચાલતાં તથા કાયદાઓ તથા વાર્તાઓ તથા નાટકો તથા આર્યના તથા મુસલમાની ભાષાના ગુજરાતી અક્ષરના કીસ્સાઓ અમારે ત્યાંથી મળશે.

**બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.**

ઠે. રીચીરોડ—**અમદાવાદ.**